નવયુગ પુસ્તક ભંડાર

પ્રકાશન ૧૭૧મું

# બુલંદ બચાવનામું

લેખક:
મોહનદાસ કરમચંદ ગાંધી

અનુવાદક:
સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

# પ્રવેશક

ગાંધીજીનું બચાવનામું, આગાખાન મહેલાતની ચાર દીવાલો વચ્ચેના સરકારી આરોપીને ભારતવર્ષની આઝાદીના એક મહાન આચાર્ય તરીકે વંદવાને જ, વાંચનારને, વધુ ને વધુ લલચાવતું જણાય છે.

અહિંસાની ફિલ્સુફીની ગાંધીજીએ અતિ કુશળ છણાવટ કરી. આઘળાને દેખતા કરનારા રસાયણની, બચાવનામાને પાનેપાને, ગાંધીજીએ પાથરણી કરી.

તહોમતદારે તહોમત મૂકનારાઓને આરોપી કર્યા. તહોમતના સાંધાઓ ગાંધીજીએ ઢીલા કર્યા. તહોમતનામાના જૂઠાણાંઓ ગાંધીજીએ પુરવાર કર્યા.

ગાંધીજીનું બચાવનામું એટલે ભારતવર્ષની રાજદ્વારી નીતિનો એક પુનિત ગ્રંથ.

ગયકાલની તેમા વાતો પડી છે. આજનો ઉલ્લેખ તેમાં મોજૂદ પડ્યો છે. ગાંધીજીનું બચાવનામું તો ભાવિની રેખાઓનું પણ આલેખન કરે છે.

સામ્રાજ્યના પતનની અને હિંદુસ્તાનની આઝાદીની બચાવનામાએ આગાહી કરી છે.

સાધુનું હૃદય અંદરથી દ્રવતું જણાય છે. દુભાયલો આત્મા સરકારને સન્માર્ગે દોરવાના તલસાટભર્યા પ્રયાસમાં ઓતપ્રોત બન્યો છે. અંધારી ગલીમાં આથડતી સરકારને ઝળહળતો માર્ગ ચીંધવાનો ઐતિહાસિક પ્રયાસ ગાંધીજીએ ખૂબખૂબ કર્યો છે.

હિટલરની હજારો તોપોથી તોડાય નહિ, ટોજોની સેંકડો રણગાડીઓથી કચડાય નહિ અને મુસોલીનીનાં ડૂબકીબંધ વિમાનોથી પણ જલાવાય નહિ: એથી ય વધુ, નવી દિલ્હીની મેલી મુરાદનો, ગાંધીજીનાં બુલંદ અને અહિંસક બયાનનામાએ એક કચ્ચરઘાણ કર્યો છે.

ગાંધીજીની આ કિતાબ હિંદુસ્તાનના કરોડોની પ્રેરણા થશે. ભારતવર્ષની આશાનો દીવો તેમાં, સદાય, ઝગતો હશે. એ દીપશિખાને એંધાણે હિંદુસ્તાનની નૌકા ખરાબાઓથી બચતી હશે.

ઘડીભર થાય છે કે, સરકારી તહોમતનામું ભલે આવી જ પડયું ! એ સિવાય, જગતના એક ભાંગતા અને પડતા સામ્રાજ્યવાદ સામેના ગાંધીવાદનો આટલો ઉન્નત ચિતાર જગતને કયાંથી મળત?

સત્યનો સૂરજ નવી દિલ્હીથી ઢંકાયો નહિ. અને પોકાર્યાં સિવાય, અસત્યથી રહેવાયું જ નહિ.

ગાંધીજીના બોલમાં કોઇ બંદીવાનની લાચારી નથી. અને દેહને કારાવાસી કરનારી સત્તાનું રાજ્ય, આત્માની આઝાદીને માથે તો, કયા ય, ચાલ્યું જ નથી.

નવી દિલ્હીનો ગઢ રેતીનો હતો. લોખંડનો દેખાવ ખોટો હતો. એક ફૂંક ને રેતીનો મિનારો જમીન પર ત્રાટકી પડ્યો.

ગાંધીજી ટોજો નથી ને હિટલર પણ નથી. અને ગાંધીજીની સાથે ટકરાઇને જીતવાની બ્રિટિશ તોપની આશ તો એકેય નથી.

ગાંધીજી સામેના પાણીપતમાં સરકારનો પરાજય નોતરાઇ ગયો. સરકાર ફાવી નહિ. સરકારને હારવું પડયું. સરકારના વ્યૂહ ઊંધા વળ્યા. મુત્સદ્દીઓ પછા પડયા. લોખંડી ચોગઠાંઓ શરમીંદા બન્યાં. સાધુનો જયજયકાર થયો. સત્ય જીત્યું અને જૂઠ હારી ગયું.

સામળદાસ ગાંધી.

સર્વ કામના હણી, હૃદયની પ્રત્યેક કામના જેણે
ભારતવર્ષના ઉત્કર્ષમાંજ સમાવી દીધી છે

તેજ—

જગદંબા સ્વરૂપ પૂ૦ કસ્તુરબાને
ભક્તિભાવે અર્પણ.

## પ્રકાશક તરફથી—

વિજળી પડી, આર્યાવર્તનો સમસ્ત માનવ મહાસાગર, ક્ષુભિત અને સ્તબ્ધ બની ગયો ઘડીભરમા નેતાઓ કારાવાસમા ધકેલાઇ ગયા ઉત્ક્રાન્તિનુ પ્રકાડ મોજુ દેશ પર ફરી વળ્યુ શાસનકર્તાએ તેના ઉત્તરમા કુમળી છાતીઓ પર ગોળીવર્ષા ચલાવી એક પ્રચંડ મહાસહાર મડાઇ ગયો. જનની વાઝણી થઈ, બ્હેન બંધુ વિહોણી થઇ, 'વિજોગણ' નાથ વિનાની થઇ, ભારતની ભૂમિ ફરી શોણિતભીની થઇ.

આ વખતે કોગ્રેસનુ નેતૃત્વ સળીયા પાછળ ગોંધાયેલુ હતુ 'ભાગફોડ'ની પ્રવૃત્તિ સાથે તેને કશી નિસ્બત ન હતી

પુતળા સરકારે વટહુકમો કાઢયા, 'કોગ્રેસ દોષપાત્ર છે, તેની નેતાગીરીએ અરાજકતા ઉત્પન્ન કરી છે' કોગ્રેસ શુ કહે? તેના મોઢાને ડૂચો દેવામા આવ્યો હતો

પૂ ગાધીજી મુક્ત થયા. મુક્ત થતા જ તેણે દુખિત હૃદયે પોતાની વિરાટ વિચારધારા પ્રગટ કરી એમાથી 'બચાવનામા'નો જન્મ થયો.

'બચાવનામા'ની અગત્યતા માટે શુ કહેવાનુ હોય? પ્રત્યેક ભારતવાસીએ તેનાથી પરિચિત થવુ જોઇએ ગાધીજીનુ બચાવનામુ તે રાષ્ટ્રનુ બચાવનામુ છે શ્રી. સામળદાસ ગાધીએ 'વદેમાતરમ્'મા હપ્તે હપ્તે છાપી, ગૂજરાતને તેનાથી સુપરિચિત કર્યુ તે અનુવાદ મને પુસ્તક આકારે છાપવાની પરવાનગી આપવા માટે મારા હિતસ્વી શ્રી. સામળદાસભાઇનો હુ આભાર માનુ છુ

બચાવનામાની કીમત બને તેટલી સસ્તી રાખવા પ્રયત્ન કર્યો છે. તેની કીંમતમાથી દરેક પ્રતે ચાર આના જગદબા કસ્તુરબા સ્મારક ફડમા ભરવાનુ નક્કી કરવામા આવ્યુ છે.

અતિવૃષ્ટિ અગે મુબઈ સાથેનો વ્યવહાર તૂટી ગયો છે, એ સર્વ વિદિત છે એથી શ્રી સામળદાસ ગાધી પ્રસ્તાવના મોકલવાના હતા, એ ન આવી શકી. તેથી નિરૂપાયે શ્રી સામળદાસભાઈની પ્રસ્તાવનાને બદલે તેના અગ્રલેખથી જ ચલાવી લેવુ પડે છે મને ખબર છે કે ક્ષતિ દેખાય, પણ એ ક્ષતવ્ય જ હશે એવી મારી નમ્ર માન્યતા છે.

તા. ૨૪-૮-૪૪, જયતિલાલ દોશી.

# અમારાં પ્રકાશનો

અટકાયતી છાવણી,
૧૫ મી જુલાઇ ૧૯૪૩

પ્રતિ,

વધારાના મંત્રી,
સ્વદેશ ખાતું,
હિંદ સરકાર: નવી દિલ્હી.

પ્યારા સાહેબ,

ગયા માર્ચની ૫ મી તારીખના મારા પત્ર દ્વારા 'રમખાણોને લગતી મહાસભાની જવાબદારી ૧૯૪૨-૪૩' નામના હિંદ સરકારના પ્રકાશનની એક નકલ આપની પાસેથી મેં માગી હતી. આપના તરફથી ૧૩ મી એપ્રિલે મને એ પુસ્તિકાની પ્રાપ્તિ થઈ છે. લાલ શાહીથી એ પુસ્તિકામાં કેટલાક સુધારાઓ થયા છે. એમાંના કેટલાક સુધારાઓ ખાસ નોધવા યોગ્ય જણાય છે.

૨ : આ પુસ્તિકાની પ્રસ્તાવનામાં એવો ઉલ્લેખ થયો છે કે સરકાર પાસેના કેટલાક પુરાવાઓ આ પુસ્તિકામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા નથી. એટલે આ પ્રકાશન દ્વારા મારે માથે અને મહાસભાની સામે મૂકવામાં આવેલું તહોમત પુસ્તિકામાં પ્રસિદ્ધ કરાયલી વાતોને માથેજ હું મંડાયલું ગણું છું, અપ્રસિદ્ધ રખાયલા પુરાવાઓને માથે નહિ.

૩ : આ પુસ્તિકાની ટૂંકી પ્રસ્તાવનાની નીચે હિંદ સરકારના સ્વદેશ ખાતાના વધારાના મંત્રી મર આર. ટોટનહામની સહી અંકીત

થઈ છે. પ્રસ્તાવનાની તારીખ તરીકે ૧૩ મી ફેબ્રુઆરીનો ઉલ્લેખ થયો છે. આ દિવસ એટલે મારા તાજેતરના ઉપવાસનો ત્રીજો દિવસ.

આ તારીખ મને ખાસ સૂચક જણાય છે. જે પ્રકાશનનું નિશાન મારે પોતાને માથે જ તાકવામાં આવ્યું હતું, એ પુસ્તિકાની પ્રસિદ્ધિના કાળ તરીકે મારા ઉપવાસના જ દિવસો શા માટે પસંદ કરવામાં આવ્યા હતા?

૪ : પ્રસ્તાવનાનો આરંભ આ રીતે થયો છેઃ 'સરકાર સમક્ષ આવેલી ઘણીક માગણીઓને સંતોષવા ખાતર ૮ મી ઓગસ્ટ, ૧૯૪૨ના રોજ અખિલ હિંદ મહાસમિતિએ મંજૂર કરેલી ચળવળમાંથી જાગેલાં રમખાણોને લગતી શ્રી. ગાંધીની અને મહાસભાના મોવડીમંડળની જવાબદારીનો ઉલ્લેખ કરતી હકીકતોને એકત્રિત કરીને, સરકારે એક સળંગ અહેવાલ હવે તૈયાર કર્યો છે.'

એક દોષિત ઉલ્લેખ આમાં ઉઘાડો પડયો છે. થયેલાં રમખાણો 'અખીલ હિંદ મહાસમિતિએ મંજૂર કરેલી ચળવળને કારણે' થયાં છે એ વાત સાચી નથી. થયેલાં રમખાણો તો સરકારે કરેલી ધરપકડોમાંથી જ થયાં છે.

અને સરકાર સમક્ષ આવેલી ઘણીક 'માગણીઓ,' મારી જાણ મુજબ તો, દેશભરમાં કરાયલી મહાસભાના માનવીઓની સામુદાયિક ધરપકડ પછીથી જ કરવામાં આવી હતી. સરકાર જાણે છે કે, નામદાર વાઈસરોય પરના મારા પત્રોમાં—અને છેલ્લો પત્ર ૭મી ફેબ્રુઆરી, ૧૯૪૩ ની તારીખનો હતો—મારા કહેવાતા અપરાધને લગતી સાબિતીઓની માગણી મારા તરફથી કરવામાં આવી હતી. મારી આ માગણીને સંતોષવા ખાતર, જે પુરાવાઓની રજૂઆત

સરકાર આજે કરે છે, એ પુરાવાઓની રજૂઆત સરકારે તે દિવસે જ કરવી જોઈતી હતી.

એમ થયું હોત તો એક લાભ તો જરૂર ખુલ્લો જ હતો. મારી સામેના આરોપોને લગતો મારો જવાબ સરકારને સાંભળવો પડત. મારા ઉપવાસ ઢીલમાં પડત અને મારા પરત્વે સરકાર જો થોડી ધીરજ ધરત તો કોને ખબર પણ, મારા ઉપવાસ સરકાર, કદાચ, આવતા પણ અટકાવી શકત.

૫ : પુસ્તિકાની પ્રસ્તાવનામાં આ વાકયનો ઉલ્લેખ થયો છે. "આ અહેવાલમાં આપવામાં આવેલી લગભગ બધીય અથવા તો ઘણીક હકીકતો તો પ્રજાની જાણમાં જ પડી છે, અથવા તો હોવી જ ઘટે.' આમ હતું તો, આ ઉલ્લેખમાંથી તો એટલું જ ફલિત થાય છે કે, જાહેર જનતાના સંબંધ પૂરતી, આ પુસ્તિકાની પ્રસિદ્ધિની જરૂર, મારા ઉપવાસ દમીઆન તો ઓછી જ હતી.

મારી આ દલીલ સરણીએ એવા અનુમાનની મારા મનમાં એક પ્રેરણા કરી છે કે, તબીબી અભિપ્રાયે લગભગ નિશ્ચિત ગણેલા મારા થનારા અવસાનની આશામાંજ આ પુસ્તિકાની પ્રસિદ્ધિ કરવામાં આવી હતી.

મારાં મૃત્યુને લગતી દહેશત તો મારા અગાઉના લાંબા ઉપવાસો દરમ્યાન પણ સેવવામાં આવી હતી.

આશા ગણું કે મારું આ અનુમાન, મદંતર, ખોટું હતું. અને મારી સામે અને મહાસભાને માથે મૂકવામાં આવેલા તહોમતનામાની પ્રસિદ્ધિના સમયની સરકારી પસંદગીનું કારણ સદર અને વ્યાજબી હતું.

મારા આ અનુમાનના ઉલ્લેખ માટે આપની ક્ષમાની હું માગણી કરું છું. મારું આ અનુમાન સાચું જ હશે તો સરકારની લાજ એથી જરૂર ઓછી જ થશે

હું તો સરકારને ન્યાય આપવાની જ ખેવના કરું છું. મારા દિલમાં છુપાયેલો એક વહેમ ઉઘાડો કરીને મારાં હૃદયનો ભાર હું હળવો કરું છું આ વહેમ મારા હૃદયમાં સાચવીને મારી સાથેના સરકારી વર્તાવને લગતી મારી માન્યતાને કોઈપણ ખોટી રીતે દોરવવાની મારી મરજી નથી

૬ અને હવે હું મારી સામેના તહોમતનામાની જ વાત કરું.

એ તહોમતનામું વાચતા એમ જણાય છે કે – જાણે કે, એક 'પ્રોસીક્યુટર' પોતાના કેસની રજૂઆત કરે છે અમારા સબંધમાં તો આ 'પ્રોસીક્યુટર' પોલીસ પણ છે અને જજનું સ્થાન પણ સાચવી રહ્યો છે.

પહેલાં, એ પ્રોસીક્યુટર, પોતાના શિકારોની ધરપકડ કરે છે. પછીથી તે તેઓની જબાનો જકડી રહે છે અને ત્યાર પછી, તેઓની પીઠ પાછળ, એ પ્રોસીક્યુટર પોતાના કેસની રજૂઆત કરે છે

૭ અમારી સામેનું તહોમતનામું હું, ફરીફરીને, વાચી ગયો છું. મારા સાથીઓ સાથે રહી ગયેલા 'હરિજન'ના અંકો પણ હું ફરી ગયો છું અને મારો નિર્ણય થયો છે કે મારા લેખોમાં અથવા તો મારાં કાર્યોમાં એવી એક પણ વાત વસતી નથી જેને કારણે મારા પર મૂકવામાં આવેલા તહોમતનામા વચ્ચે દોરાયેલા અનુમાનો અને કરાયેલા સૂચનો ન્યાય વ્યાજબી ઠરે

સરકારી પુસ્તિકાના લેખકની આંખથી પણ મારાં લખાણો હું વાંચી ગયો છું અને છતાંય મારો ઉપરોક્ત અભિપ્રાય હજુ ય કાયમ રહ્યો છે

૮ : સરકારી તહોમતનામાની શરુઆતમાં જ એક ખોટો ઉલ્લેખ મને માલૂમ પડયો છે. 'હિંદુસ્તાનના બચાવને માટે હિંદમાં ઉતારાયલા પરદેશી સૈનિકો'ને લગતા મેં કરેલા કહેવાતા ધોખાને લગતી તહોમતનામાએ જાહેરાત કરી છે.

પણ ' હરિજન 'માંના મારા જે લેખને માથે મદાર બાંધીને આગ આ કહેવાતા ધોખાને લગતો ઉલ્લેખ થયો છે, એ લેખ દ્વારા તો મેં પરદેશી સૈનિકોની આયાત દ્વારા હિંદની રક્ષાની વાત માનવાનો જ માત્ર ઈનકાર કર્યો છે.

હિંદુસ્તાનના બચાવને લગતી જ વાત જો મોખરે હતી તો, કેળવાયેલા હિંદી સૈનિકોને બહાર મોકલીને પરદેશી સૈનિકોને હિંદમાં ઉતારવાની જરૂર શા સારુ હતી? અને હિંદુસ્તાનના બચાવની વાત જો પહેલા જ હતી તો, હિંદની આઝાદીને માટે જ જન્મેલી અને જીવતી હિંદુસ્તાનની કોંગ્રેસસમી સંસ્થાને કચડી નાંખવાની જરૂર પણ શા સારુ હતી?

૧૯ મી એપ્રીલના રોજ લખાયલા માગ એ લેખ પાછળના માનસ કરતાં મારું આજનુ માનસ વધુ ચોખ્ખું બન્યું છે.

મારી માન્યતા વધુ મજબૂત બની છે કે, હિંદુસ્તાનનો બચાવ તો કરવામાં આવતો જ નથી. હું માનું છું કે, વધુ સમય પર્યંત, આજની પરિસ્થિતિ જો ચાલુ જ હશે તો, લડાઈને અંતે તો, હિંદુસ્તાન, આજના કરતાં પણ વધુ ઊંડી ગર્તામા જ હોમાયું હશે. તે દિવસનુ હિંદુસ્તાન તો, કદાચ, આઝાદીનું નામ સુદ્ધાં પણ ભૂલ્યું જ હશે.

પુસ્તિકાના લેખકે કહેલા માગ 'હરિજન'માંના લેખનો સંબંધ ધરાવતો ભાગ આવો હતો :-

"કબુલ કરું છું કે, આજના બનાવ પ્રત્યે મારાથી નિર્લેપ ભાવથી જોવાતું નથી હિંદુસ્તાનના કરોડો માનવીઓ વચ્ચેથી હગલાબંધ સૈનિકો નિપજાવાતા નથી? અને જગતના કોઈ પણ સૈનિકના જેટલું જ કામ હિંદુસ્તાનના સૈનિકો આપતા નથી? તો પછી પરદેશી સૈનિકોની આયાત શા સારુ કરવી ઘટે?

"અમેરિકાની સહાયનો અર્થ આપણાથી સમજી શકાય છે અંતને છેડે તેમાંથી ઇંગ્લાંડ ઉપરાંતનું હિંદુસ્તાન પરનું અમેરિકી રાજ ભલે આવે નહિ, પણ હિંદુસ્તાન પરની અમેરિકી અસર તો જરૂર આવી જ હશે

'મારી સત્તાના સંભવિત વિજયની આ કિંમત તો હિંદુસ્તાનને ઘણી જ ભારે પડે હિંદુસ્તાનના કહેવાતા બચાવને નામે મંડાઈ રહેલી આ બધી તૈયારીઓ વચ્ચે હિંદુસ્તાનની આઝાદી ઝબકતી તો હું કયાય જોતો જ નથી

'ઉછરી વાતો ભલે બોલાતી રહે, મારે મન તો આ તૈયારીઓમાં બ્રિટિશ સલ્તનતની રક્ષા સિવાયની બીજી કોઈ પણ વાત વસતી નથી' ['હરિજન' ૨૬ મી એપ્રિલ, ૧૯૪૨ પાનું ૧૨૮ મું]

૯ તહોમતનામાનો બીજો પારીગ્રાફ આ પ્રગલ્ભ શબ્દોથી ઉઘડી રહ્યો છે

'એની અમર ઉગતી હશે કે, અંગ્રેજોને હિંદમાંથી હરી જવાની શ્રી ગાંધીએ કરેલી પહેલી ઘોષણા અને અખિલ હિંદ મહાસમિતિની ઓગસ્ટ માસમાં મુંબઈમાં મળેલી બેઠકના સમય વચ્ચે મહાસભાનું મોવડી મંડળ અને પાછળથી મહાસભાની આખી સંસ્થા, બ્રિટિશ રાજમાંથી હિંદુસ્તાનને સદાને સારું છૂટું કરવાના સામુદાયિક આંદોલનો જમાવવાની પ્રાથમિક ભૂમિકા, વિચારપૂર્વક, રચતા હતા'

આમાંથી "એવી અસર ઉગતી હશે" વાળા શબ્દો પર ખાસ ભાર મૂકવાની જરૂર ખુલ્લી પડી છે. જે આંદોલનો સદંતર ખુલ્લાં પડયાં છે, એ આંદોલનોના સંબંધમાં કોઇ પણ પ્રકારની અસર "ઉગવાની" જરૂર શા સારુ હશે?

જે વાતનો ઈન્કાર કરવાનો વિચાર કોઇએ જરાય સેવ્યો નથી, અને જે વાતનુ ગૌરવ મહાસભાવાદીઓએ ખાસ ધારણ કર્યું છે, એવી એક છેક સાદી વાતને માથે એક ખાસ મદાર મને બંધાતો જણાય છે.

"બ્રિટિશ રાજમાંથી હિંદુસ્તાનને સદાને સારુ છૂટું કરવાનાં" આંદોલનોની વિચારપૂર્વકની રચનાનો આરંભ, તહોમતનામું કહે છે તેમ, અંગ્રેજોએ હિંદુસ્તાનમાથી હટી જવાને લગતી મારી પહેલી ઘોષણાના દિવસથી જ નહિ, પણ છેક ૧૯૨૦ની સાલથી જ થયો છે.

એ દિવસથી તે આજ પર્યંત, આ સામુદાયિક આંદોલનો તો, સદાય, ચાલ્યાં જ કર્યાં છે. આ કથનની સાબિતી મહામભાના નેતાઓનાં ભાષણોમાં પડી છે, મહામભાના ઠરાવોમાં પણ પડી છે.

યુવાન અને અધીરા મહાસભાવાદીઓ ઉપરાંત ઘણાંક આધેડ મહામભાવાદીઓએ પણ હિંદુસ્તાનનાં સામુદાયિક આંદોલનો વધુ વધુ ઉગ્ર બનાવવાનું દબાણ મારા પર, અવારનવાર, કર્યું છે.

પણ મારા વધુ પાકટ અનુભવને પરિણામે મેં તો આ માનવીઓના ઉત્સાહને અંકુશમાં રાખવાના જ પ્રયાસો કર્યા છે. ઉપકાર છે તેઓનો કે મારા અંકુશોને તેઓ આનદભેર તાબે થયા છે.

અંગ્રેજોએ હિંદુસ્તાનમાંથી હટી જવાને લગતી મારા ઘોષણા અને ઓગસ્ટની ૭ મી તારીખે મુંબઈમાં મળેલી મહાસમિતિની

એકક વચ્ચેના લાંબા કાગને લગતું વિધાન સદંતર ખોટું અને અવળે રસ્તે દોરનારું જ માલૂમ પડે છે. ૨૬ મી એપ્રિલ, ૧૯૪૨ પછીના કોઇ પણ ખાસ પ્રયાસો મને માલૂમ નથી.

૧૦. એ જ પારીગ્રાફમાં એમ કહ્યું છે કે, અંગ્રેજોએ હિંદમાંથી હટી જવાના આંદોલનોનું સ્વરૂપ સમજવા માટેની સૌથી પહેલી જરૂર તો એ આંદોલનોના ગર્ભમાં પડેલા હેતુઓ સમજવાની જ બનતી જણાય છે.

પણ આખેઆખી વાત જ્યાં ઉઘાડી અને લખાયલી જ પડી છે ત્યાં આંદોલનોના ગર્ભમા પડેલા હેતુઓ સમજવાની જરૂર શા માટે પડે છે? મારા હેતુઓ તો સદાય ઉઘાડા જ પડયા છે. અને અંગ્રેજોએ હિંદમાથી હટવાની મારી માગણીને લગતી જાહેર જણાવટ પણ કયારની થઈ છે.

૧૧: "એક આવશ્યક વાત" નામના મારા તા. ૧૦ મી મે, ૧૯૪૨ના એક લેખમાના મારા એક વાકયનો ઉલ્લેખ તહોમતનામાની પુસ્તિકાના બીજા પાના પર થયો છે એ ઉલ્લેખ દ્વારા મને એમ કહેતો બતાવવાનો પ્રયાસ થયો છે કે, "આ મહદ કાર્ય" પાછળ મારી સર્વ શકિતઓ રોકવાની મે તૈયારી કરી છે

મારા આખા કથનમાથી આ એક નાનકડા વાકયને છૂટું પાડીને એની આસપાસ એક ભેદી વાતાવરણ ઉપજાવવાની તજવીજ થઇ છે પણ 'મહદકાર્ય' ને લગતો આ ઉલ્લેખ તો મે એક અંગ્રેજ મિત્રને સંબોધેલી દલીલોમાજ કર્યો છે.

અને જો અંગ્રેજોએ હિંદમાથી હટી જવાનો વિચાર પોતે જ જો વાંધામય નથી તો મારા આખા કથન વચ્ચેનો આ ઉલ્લેખ પણ જરાય વાંધામય નથી

મારી આ દલીલ સાથે સંબંધ ધરાવનારા આ લેખના ટુકડાઓ આ રહ્યા :—

'મારી ખાત્રી થઈ છે કે, હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચેના સંપૂર્ણ છૂટાછેડાના વિચારને અનુકૂળ થવાનો ખરો સમય તો આજે જ હશે, લડાઈની વચ્ચે જ હશે, લડાઈ પછીથી નહિ. એ એક જ રસ્તે બંનેની અને આખી દુનિયાની સલામતી પણ સાબૂત હશે.

'નરી આંખે હું નિહાળી રહ્યો છું, કે જુદાઈની ભાવનાઓ તો વધતી જ રહી છે. અંગ્રેજ સરકારનું એકેએક કાર્ય તેની પોતાની સલામતીને અર્થે અને તેના પોતાના સ્વાર્થને માટે જ ભજવાઈ રહ્યાની માન્યતા દઢીભૂત બની છે, સાચી રીતે જ સેવાઈ રહી છે. સંયુક્ત અને સમાન સ્વાર્થ જેવી ચીજ કોઈ માલૂમ નથી.

'રંગની વડાઈ સદ્‌ગુણ મનાય છે, દુર્ગુણ નહિ, અને આ કથન માત્ર હિંદુસ્તાન પૂરતુ જ સાચું નથી. આફ્રિકામાં તે સાચું રહ્યું છે. અને બ્રહ્મદેશ અને લંકા પૂરતું પણ તે સાચું જ રહ્યું છે. રંગની વડાઈ સિવાય આ દેશોને હાથમાં રાખવાનું કામ જરાય સહેલું નથી.

'આ ભયાનક દરદનો એટલો જ ચમત્કારિક ઉપાય આજે આવશ્યક જણાય છે. આ ઉપાય હું સૂચવી ગયો છુ—હિંદુસ્તાનમાંથી અંગ્રેજોની ત્વરિત, સંપૂર્ણ અને વ્યવસ્થિત વિદાય. અંગ્રેજોનું આ કામ સૌથી વધુ બહાદુર, સૌથી વધુ ચોખ્ખું હશે, સાથી મત્તાનું આખું કાર્ય એથી નક્કર નૈતિક પાયા પર સ્થાપિત થશે, અને એવુંય બને કે સંગ્રામમાં પડેલી પ્રજાઓ વચ્ચેની માનભરી સુલેહ પણ એમાંથી, કદાચ, જાગી પડે.

'અને સામ્રાજ્યવાદનો અંત જો સાંગોપાંગ આવી શકે તો, નાઝીવાદ અને ફાસીવાદનો એવો અંત પણ આવી શકે એ સૂચવેલા ઉપાયથી સામ્રાજ્યવાદના ફણગા સમા નાઝીવાદ અને ફાસીવાદની ધાર તો જરૂર બૂઠી જ બને.

'લેખકે સૂચવેલી રીતવાળી હિંદી મદદથી ઈંગ્લાંડના દુખનો અંત જરાય આવનાર નથી. ઉત્સાહ હોય તો પણ એ રીત માટે હિંદુસ્તાન સજ્જિત નથી

'અને ગુલામ હિંદુસ્તાનમાં ઉત્સાહ પ્રેરનારી વાત ક્યાં પડી છે? સૂરજ નથી તો સૂરજનો તાપ શરીરને લાગનાર નથી અને આઝાદીના ખરેખર ઉપભોગ સિવાય આઝાદીનો ઝગઝગાટ હિંદુસ્તાનમાં ઝગનાર નથી

'આપણામાંના ઘણા દિલને તો નવી આઝાદી ઘડીકમાં જચનાર પણ નથી આઝાદીના સાચા ઝળકાટ પહેલાંના પ્રાથમિક અનુભવોમાંથી તો થોડાક આંચકાઓ પણ આવી પડે પણ આવા આંચકાની જરૂર પણ ઓછી નથી હિંદ એટલે એક વિરાટ પ્રજા. આવનાર આંચકા વેળાના રાષ્ટ્રના વર્તનનું ભવિષ્ય કોઈથી કહેવાય નહિ

'એટલે, મને લાગે છે કે, આ મહદ કાર્યને માટે જ મારી તમામ શક્તિઓ હું કેન્દ્રિત કરું. અંગ્રેજોને હાથે હિંદુસ્તાન પર ગુજરેલા અન્યાયોની વાત પત્રલેખકે કબૂલ કરી છે. તો પછી, પત્રલેખકને હું સૂચના કરું છું કે, અંગ્રેજોના વિજયને લગતી સૌથી પહેલી શરત તો એટલી જ હશે—અંગ્રેજોને હાથે હિંદ પર ગુજરેલા અન્યાયો, આજને આજ, ઓછા બને. આ કામ વિજયની પહેલાં બને, પછીથી નહિ

' અંગ્રેજોની હિંદમાંની હાજરી એટલે હિંદુસ્તાન પર હુમલો લાવવાનું જાપાનીઓને અપાતું નિમંત્રણ. અંગ્રેજો હિંદમાંથી હટે તો હિંદ પર હુમલો લાવવાની જાપાનની લાલચ જરૂર પાછી પડે. અને છતાંય ધારો કે જાપાની આક્રમણ તો, તો ય પણ આવી જ પડે તો, આવેલા આક્રમણનો સામનો કરવાનું આઝાદ હિંદનું કામ વધુ સહેલું થશે, નિર્બળ અસહકારનું સામ્રાજ્ય ત્યારે, બરોબર, જામી જશે.' [ 'હરિજન' : ૧૦ મી મે, ૧૯૪૨ : પાનું ૧૪૮ મું ]

આ લાંબા ઉતારામાં 'મહદ કાર્ય' ને લગતું વાક્ય તો પોતાના યોગ્ય સ્થાને જ બરોબર મઢાયલું જણાય છે. અંગ્રેજોની વિદાય પૂરતો જ ઉલ્લેખ એમાં માત્ર સમાયલો નથી. આગળ પાછળની બધી વાતોનો એમાં તો સમાવેશ થયો છે. અને આ કામ માત્ર એક જ માનવીનું નથી, એ કામ તો સેંકડો માનવીઓએ જ કરવાનું હશે.

અંગ્રેજ મિત્રના પત્રનો જવાબ મેં આ રીતે આરંભ્યો હતો.

"લડાઈની જાહેરાત પછીની લોર્ડ લિનલિથગો સાથેની મારી મુલાકાતની મારા દિલ પર પડેલી છાપને લગતા લોર્ડ લિનલિથગો પર મેં લખેલા પત્રનો હું પુનરોચ્ચાર કરું છું. પાછું ખેંચવા જેવું મારી પાસે કાંઈ પણ નથી. અને પશ્ચાતાપનું મારે કોઈ કારણ નથી. ત્યારે હતી એટલી જ અંગ્રેજો સાથેની મૈત્રી હું તો આજે પણ ધરાવી રહ્યો છું. મારા દિલમાં અંગ્રેજો પ્રત્યેનો મહેજ પણ ધિક્કાર વસતો નથી. તેઓના સદ્ગુણો પ્રત્યે હું આંધળો નથી. અને તેઓની મર્યાદાઓ પણ મારાથી જરાય છાની નથી."

[ 'હરિજન' : ૧૦ મી મે, ૧૯૪૨: પાનું ૧૪૮ મું ]

મારા લેખો વાચવા અને સમજવા માટે આ પશ્ચાદભૂમિકા ખ્યાલમા રાખવાનુ સદાય આવશ્યક બને છે મે યોજેલા આંદોલનો, જેટલા હિંદને એટલા જ ઇગ્લાંડને માટે પણ, ઉપકારક બને છે

પણ મારી સામેના તહોમતનામાના લેખકે આ વાત તરફ છેક દુર્લક્ષ કર્યું છે

કમળાવાળી આંખે મારા લેખો ભણી તેમણે દૃષ્ટિપાત કર્યો છે સબધ તોડીને મારા લેખોના વાક્યો છૂટા કર્યા છે અને પોતાના હેતુની સિદ્ધિને માટે તેમણે તેનો રાણગારીને જ ઉપયોગ કર્યો છે

"તેઓની વિદાયથી હિંદ પર હુમનો લાવવાની જાપાની લાલચ વધુ પાછી પડે" એ મારા શબ્દોને તેમણે સ્થાન ભ્રષ્ટ કર્યા છે એ પછીના વાક્ય ભણી તેમણે સદતર દુર્લક્ષ કર્યું છે—જે વાક્યનો ઉલ્લેખ મારા ઉપરના ઉતારામા મોજૂદ પડયો છે

જે નિર્ભેળ અસહકારનો મે ઉપરના લેખમા ઉલ્લેખ કર્યો છે, એ અસહકાર તો માત્ર જાપાનીઓને જ લાગુ પડે છે

૧૨ બીજા પાનાના છેલ્લા પારીગ્રાફનુ આ રીતે આલેખન થયુ છે 'હવે જાવ હિંદમાથી'ને લગતાં શ્રી ગાંધીના આંદોલનોનો શરૂઆતનો હેતુ અને વિશાળ સમુદાય તરફથી મનાયેલો અર્થ તો એવો જ હતો કે, અગ્રેજો [મોટા અક્ષરો મે કર્યા છે] અને અગ્રેજ અને સાથી સૈનિકો, શારીરિક રીતે જ, હિંદુસ્તાનમાથી પાછા હટે"

પણ મે અને મારા મિત્રોએ મારાં લખાણોનું, ફેરફેર, નિરીક્ષણ કર્યું છે 'હવે જાવ હિંદમાથી'ના આંદોલનો અગ્રેજોને

હિંદુસ્તાનમાથી શારીરિક રીતેજ દૂર કરવાને આરંભવામાં આવ્યાં હતા એમ બતાવનારો એકાદ ઉલ્લેખ શોધવાની પણ અમે મથામણ કરી છે, પણ અમારો એ પ્રયાસ સદંતર નિષ્ફળ ગયો છે.

સાચી વાત છે કે ૨૬ મી એપ્રિલના "હરિજન"માના મારા લેખના ઉપરછલ્લા વાચનમાથી આ પ્રકારનો આભાસ જાગવા પામ્યો હતો એક આવા આભાસ પ્રત્યે, એક અંગ્રેજ મિત્રે તો, મારુ ધ્યાન પણ દોર્યું હતુ. અને ૨૪ મી મેના "હરિજન" દ્વારા મારા તરફથી આવી ચોખવટ કરવામાં આવી હતી :—

"અંગ્રેજોની વિદાયને લગતા મારા ઉદ્ગારોએ કઈક ગૂચવાડો ઊભો કર્યો છે એક અંગ્રેજ તો એમ પણ લખે છે કે. 'હિંદુસ્તાન અને હિંદી પ્રજા તેમને ખૂબ ફાવી ગયા છે'

"રાજીખુશીથી હિંદુસ્તાન છોડવાની વાત તેમને ગમતી નથી મારી અહિંસા તેમને પસંદ પડે છે આ લેખકના મનમા એક સામાન્ય વ્યકિત અને એક સત્તાધારી વ્યકિત વચ્ચેનો ગૂચવાડો ઊભો થયો છે

"પણ અંગ્રેજ પ્રજા સાથે હિંદુસ્તાનને કોઈ તકરાર નથી. સેંકડો અંગ્રેજો સાથે હુ મિત્રાચારીનો સંબંધ ભોગવી રહ્યો છુ. આખી અંગ્રેજ પ્રજા સાથે મને જકડી રાખવાને એક એન્ડ્રુઝની મૈત્રિ જ બસ હતી"

મા૦ આ દ્રષ્ટિબિંદુને લગતા પોતાના સંપૂર્ણ ખ્યાલ છતાય, 'હિંદ છોડો'ના આંદોલનોને અંગ્રેજોની શારીરિક વિદાય સાથે ઘટાવવાનો પ્રયાસ લેખકે શા સારુ કર્યો છે ? શારીરિક વિદાય અને સત્તાની વિદાય વચ્ચેનો ભેદ છુંપાવવાનો પ્રયાસ પણ તેમણે શા સારુ કર્યો છે ?

અને મારા લેખોમાંની, જનતાના "વિશાળ સમુદાયે" ઘટાવેલી માન્યતાને લગતી વાત મારી જાણમાં નથી. અને પોતાના આ કથનનો આધાર લેખકે કયાંય ટાંકયો ય નથી.

૧૩ : એ જ પારીગ્રાફમાં લેખકે એમ કહ્યું છે કે :—

'પોતાની યોજનાના અનુસંધાનમાં જુનની ૧૪ મી તારીખે તો તેમણે માની જ લીધેલું જણાય છે કે, લડાઇના ડેરા તરીકે, ગાથી સત્તાના સરદારોએ હિંદુસ્તાનને છેક નિરર્થક ગણ્યું છે.'

"પોતાની યોજનાના અનુસંધાનમાં"—આ શબ્દો અહીં ખાસ હેતુપૂર્વક ગોઠવાયલા જણાય છે. આ ઉતારો અખબારનવેશોના એક સમૂહને મેં આપેલી મુલાકાતમાંથી લેખકે નોંધેલો જણાય છે. જવાબ આપવા માટે મારી સામે ત્યારે કેટલાક પ્રશ્નોની એક આખી હારમાળા ધરવામાં આવી હતી.

"એ પ્રસંગે મેં આ સામો સવાલ પૂછયો હતો : 'હરી જાવ હિંદમાંથી'ને લગતી મારી દરખાસ્ત બાજુએ કરો, પણ ધારો કે, બ્રહ્મદેશમાં કર્યું તેમ, અથવા તો કોઇ વ્યૂહની દૃષ્ટિ વડે, હિંદુસ્તાનમાંથી અંગ્રેજો જો પાછા હટે તો હિંદુસ્તાનનું કામ કેવું બને ?'

અખબારનવેશોએ જવાબ આપ્યો: "આ વાત તો તમારી પોતાની પાસેથી જ જાણવાની અમે ખેવના કરી છે. તમે જ કહો કે, હિંદુસ્તાનની દશા કેવી બને ?"

અને મારો પ્રત્યુત્તર આવો હતો : "જુઓ, મારી અહિંસા ત્યાં કામગત બને છે. આપણી પાસે હથિયારો નથી. ધ્યાન રાખજો કે, આપણે ધારીએ છીએ કે, ગાથી સત્તાના સરદારોએ લડાઇના ડેરા તરીકે હિંદને નાકામીઆબ

ગણ્યું છે. અને કોઇક બીજા ડગને માથે તેઓએ પોતાની સેનાની જમાવટ કરી છે. આપણે લાચાર છીએ. એટલે, છે તેટલી તાકાદ પર, આપણે ઝઝૂમવું રહ્યું છે. આપણી પાસે સેના નથી, લશ્કરી સામગ્રી નથી, લશ્કરી કૌશલ્ય આપણામાં મોજૂદ નથી. એટલે આપણને ટેકવનારો આધાર તો અહિંસાનો એકલીનો જ હશે."

આ અવતરણ ખુલ્લું કરે છે કે, આ મુલાકાત દરમિયાન, મારા તરફથી કોઇ યોજનાની વકીલાત તો કરવામાં આવેલી જ નથી. એ તો મારી અને અખબારનવેશો વચ્ચેની માત્ર ચર્ચા જ હતી. અને દલીલને ખાતર ધારવામાં આવેલી શક્યતાઓને લગતી છણાવટમાં જ અમે રોકાયા હતા.

૧૪ : લેખક કહે છે : 'અંગ્રેજોની વિદાયથી હિંદુસ્તાન પર આક્રમણ ઉતારવાની જાપાનની ઓછી થનારી લાલચને લગતા શ્રી. ગાંધીના વિધાનને અપાયલી અગત્ય શ્રી. ગાંધીના ગૂઢ ઇરાદાને લગતી માન્યતાને વધુ જોરદાર કરે છે. સાથી સૈન્યો તો હજુ હિંદમાં પડયાં છે, હિંદ પર આક્રમણ ઉતારવાની જાપાની લાલચ કેમ ઓછી બને ?'

પણ હું બતાવી ગયો છું કે, અંગ્રેજોની શારીરિક વિદાયને લગતી કલ્પના તો કોઇ પણ કાળે કરવામાં આવી જ નથી. અર્થ બેસાડવાનો સવાલ તો આમાં રહેતો જ નથી.

સીધી વાતને વાંકી બતાવવા સિવાય મારાં છૂટાંછવાયાં વાક્યો પર મૂકવામાં આવતા ખાસ ભારનો અર્થ તો બીજો એકકે ય નથી.

૧૫ : લેખક આગળ વધે છે : 'અંગ્રેજોની વિદાય પછીથી હિંદી સેનાને વિખેરી નાંખવાના ઇરાદાની પગલાંની વાત તેમણે સાફ ચોખ્ખી કરી છે.'

પણ મારા તરફથી તો આવી કોઈ પણ ચોખવટ કોઈ પણ વાર કરવામાં આવી જ નથી.

મારા મુલાકાતીઓ સાથે મેં તો અંગ્રેજોની વિદાયને લગતી શક્યતાઓ જ માત્ર ચર્ચી હતી. હિંદી સેનાની રચના અંગ્રેજ સરકારે કરી છે. એટલે, સ્વાભાવિક રીતે જ, મે એ વાત ધારણ કરી કે, અંગ્રેજ સત્તાની વિદાય સાથે આ હિંદી સેના પણ વિખરાઈ જશે—સિવાય કે, અંગ્રેજો પછીથી આવનારી સત્તા, કરાયલી સંધિ અનુસાર, એ સેનાનો કબજો કરે.

પણ અંગ્રેજોની વિદાય કોઈ કરારનામા અનુસાર અને પરસ્પરની શુભેચ્છાઓ સાથે જ જો આવી શકે તો, આવી વાતોને લગતી મૂંઝવણો તો અતિ–ઘણી ઓછી જ બને.

૧૬ : અને એજ પારીગ્રાફમાંના આ ઉલ્લેખ પર હવે દ્રષ્ટિ-પાત કરો: 'આ વિરોધને વધુ બળવાન બનેલો જોયા પછીથી, અને, પાછળથી બતાવવામાં આવશે તેમ, મંત્રીમંડળના સભ્યો સાથેનો મતભેદ ટાળવા ખાતર, પોતાની મૂળ દરખાસ્તમાંના એક નવા 'ખાંચા'ની શ્રી. ગાંધીએ શોધ કરી.'

'૧૪ મી જુનના 'હરિજન' દ્વારા તેમણે પોતાનો રાહ વધુ ચોખ્ખો કર્યો. એ લેખમાં તેમણે એક નાનકડો ઉલ્લેખ કર્યો—ચોક્કસ રીતે આવેલી શરતો અનુસાર, હિંદુસ્તાનની રાષ્ટ્રીય સરકાર હિંદની ધરતી પરની સાથી સત્તાની હાજરી સાંખી પણ શકે છે—એથી વધુ મહત્ત્વ તે આપે નહિ.

એ પછીના અઠવાડિયામા 'હરિજન' દ્વારા, એક અમેરિકી અખબારનવેશ સામે શ્રી ગાધીએ આનો કઈક વધુ ચોખ્ખો ઉલ્લેખ કર્યો છે

અમેરિકી અખબારનવેશનો સવાલ આવો હતો—'હિંદની ધરતી પરથી સગ્રામ ચલાવવાની સગવડ આઝાદ હિદની સરકાર સાથી સત્તાને આપે કે આપે જ નહિ ?'

આ સવાલનો શ્રી ગાધીનો જવાબ આવો હતો—'આપેય ખરી અને હિદુસ્તાનને ખરો મદદગાર તો તમે તે દિવસે જ પરખી શકો

શ્રી ગાધીએ આગળ કહ્યું 'સાથીસત્તાના સૈનિકો પાસે હિદુસ્તાન ખાલી કરાવવાની કલ્પના મે બાધી નથી અને હિદુસ્તાનની મુકમ્મલ આઝાદી જો સાચોજ બને તો, સાથી સત્તાના સૈનિકોએ હિદુસ્તાન ખાલી કરવાનો સવાલ તો આવેજ નહિ '

તહોમતનામાના લેખકનું હૃદય આ ગુરૂચાવીથી વધુ ખુલ્લુ બને છે મારા લેખોમા મોજૂદ નથી, અને એવા અર્થો શોધવાનો તેમનો પ્રયાસ વધુ ખુલ્લો પડે છે હિદી અથવા તો પરદેશી અખબારોનુ, અથવા તો મહાસભાવાદીઓનું પોતાનું દબાણ પણ મારા પર જો આવેલુજ હતુ તો, એ દબાણનો સ્વીકાર કરતા અચકાવાનું કારણ મારે માટે શા સારૂ હતુ ? એવા દબાણનો ઉલ્લેખ કરતા હુ રોકાત નહિ

એ વાત તો સુવિદિત પડી છે કે, સાચ હૃદયને સ્પર્શતી નથી એવી વાતનો સામનો કરવાનુ સામર્થ્ય મારામા ઓછુ પડ્યુ છે એ જ રીતે મારા દિલને સ્પર્શતી વાતો સામેનો મારો વિરોધ મે સુદય, શરૂ જ કર્યો છે.

પણ ખરી અને ચોખ્ખી વાત તો માત્ર એટલી જ રહી છે કે, 'હટી જાવ હિંદમાંથી' વાળા વિચારની ગર્ભ સમક્ષ મેં જ્યારે શરૂઆત કરી, ત્યારે મારા દિલમાં ઘોળાઈ રહેલો વિચાર તો માત્ર એક જ હતો—હિંદુસ્તાનને અને સાથી સત્તાના કામને બચાવવાનો અને ચાલતી લડાઈમાં મજબૂત, અને બનવાજોગ છે કે નિર્ણયાત્મક, ભાગ પણ ભજવી જવા માટેનો માર્ગ તો માત્ર એક જ હતો, હિંદુસ્તાનની મુકમ્મલ આઝાદી.

પણ 'વાંધો' તો માત્ર એટલો જ હતો—હિંદુસ્તાનની આઝાદી તો અંગ્રેજ સરકાર જાહેર કરે અને છતાંય, પોતાના અને ચીનના બચાવને માટે સાથી સત્તાના સૈનિકો હિંદમાં નાખવાની જરૂર તેણે જણાય પડે. એવી દશામાં મારું વલણ કેવું રહે?

હવે તો એ જાણીતી વાત બની છે કે, મારી સમક્ષ આ મૂંઝવણ, સૌથી પહેલી તો, શ્રી. લુઈ ફિશર તરફથી જ રજૂ કરવામાં આવી હતી. સેવાગ્રામમાં મારી સાથે તેમણે એક અઠવાડિયું ગાળ્યું હતું.

અમારી વચ્ચે ચાલેલી ચર્ચાઓ પછીથી, મારી પાસેથી જવાબ મેળવવા માટે તેમણે કેટલાક સવાલો મોકલ્યા હતા. આમાંના બીજા સવાલના મેં આપેલા જવાબને તહોમતનામાના લેખક મારા એક 'ટૂંકા જવાબ' તરીકે અને 'રસ્તો ચોખ્ખો કરનારા' જવાબ તરીકે ઓળખાવી રહ્યા છે.

શ્રી લુઈ ફિશર સાથેના સવાલ જવાબો હું અહિં ટાંકું છું. ૭ મી જુન ૧૯૪૨ ના રોજ એ જવાબો લખવામાં આવ્યા હતા. અને ૧૪ મી જુનના 'હરિજન'મા ૧૮૮મા પાના પર, એ સવાલ જવાબો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા.

એક મિત્ર મારી નવી દરખાસ્તમાથી જાગનારી અસરો મારી સાથે વિચારતા હતા સ્વભાવિક રીતેજ, ચર્ચાના મુદ્દાઓ તો, છૂટાછવાયા જ ઝણાતા હતા એથી ચોખ્ખા સવાલો ઘડી કાઢવાની મે તેમને સૂચના કરી અને આ સવાલોના જવાબો 'હરિજન' દ્વારા આપવાની વાત મે મજૂર કરી એ સવાલ જવાબો આ છે

સવાલ પહેલો અગ્રેજ સરકારને હિંદ, તુરતાતુરત, ખાલી કરવાની તમે સૂચના કરો છો એ પછીથી રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની તમે ખેવના કરો છો? કયા મડળો અથવા તો કયા પક્ષો આવી સરકારમા સામેલ થશે?

જવાબ મારી દરખાસ્ત તો એકતરફીજ હશે હિંદી જનતા તો ફાવે તે કરશે, હુ તો માત્ર અગ્રેજ સરકાર પૂરતીજ સૂચના કરૂ છુ અગ્રેજોની વિદાય પછીથી તો મે થોડીક આધી જામવાની પણ કલ્પના કરી છે પણ જો અગ્રેજોની વિદાય વ્યવસ્થિત બને તો, તેઓની વિદાય પછીથી આજના નેતાઓ સમયનાઉ સરકારની સ્થાપના કરે અને કદાચ એક બીજી વાત પણ આવી પડે જેઓને રાષ્ટ્રની પરવા નથી, પણ પોતાના સ્વાર્થ માત્રનીજ જેઓને પરવા પડી છે, તેઓ થોડાક તોફાની તત્વોને એકઠા કરીને, આમતેમ સત્તા જમાવવાના પ્રયાસો પણ કરે છતાય મને તો આશાજ રહે છે કે અગ્રેજોની સપૂર્ણ, અતિમ અને પ્રમાણિક વિદાય પછીથી, રાષ્ટ્રના અગ્રેસરોમા પોતાની જવાબદારીનું ભાન વધુ જાગૃત થશે મતભેદો તેઓ ભૂલી જશે અને અગ્રેજોએ પાછળ મૂકેલી સામગ્રીમાંથી સમયસરિ સરકાર અસ્તિત્વમા આવી જશે

આ કાર્યવાહી સરકારના મંત્રીમંડળમાં ચોક્કસ પક્ષોને દાખલ કરવાના અથવા તો ચોક્કસ પક્ષોને દૂર રાખવાને લગતા યમ-નિયમોની ગેરહાજરીમા મયમ ત્નગૃત થશે અને એમાથી રાષ્ટ્રને ખપતી દોરવણી, આપોઆપ ઉભી થશે અને એમ બનશે તો મહાસભા, મુસ્લિમ લીગ અને હિંદી રિયાસતોના પ્રતિનિધિઓ કામ પર લાગી જશે પરસ્પરની સમજુતી પર તેઓ, આપમેળેજ, આવી જશે અને કામચલાઉ રાષ્ટ્રીય સરકારનુ તંત્ર ચાલુ થશે પણ આ તો બધી માત્ર અટકળોજ ગણી ઘટે

સવાલ બીજો • આવી કામચલાઉ રાષ્ટ્રીય સરકાર જાપાન અને બીજી ધરી સત્તાઓ સામેના લડાઇના ઠેરાતરીકે હિંદુસ્તાનને વાપરવાની પરવાનગી આપશે કે આપશે નહિ ?

જવાબ મારી ધારણા મુજબની રાષ્ટ્રીય સરકાર જો અસ્તિત્વમા આવી શકે તો એવી સરકારનુ સૌથી પહેલુ કામ તો સાથી સત્તા સાથેની સંધિનેજ લગતુ હશે

આક્રમણ કરનારી સત્તાઓ સામેના રક્ષણના પગલાઓમા તો હિંદુસ્તાનનો સ્વાર્થ પણ એટલો જ હશે

ફાસી સત્તાઓ સાથે હિંદુસ્તાનને સબંધ નથી. અને એટને સાથી સત્તાને સહાય આપવાનું હિંદુસ્તાનનુ નૈતિક બંધન હશે

સવાલ ત્રીજો ફાસી સત્તાઓના આક્રમણ સામેની સાથીસત્તાની લડાઇમા આ ઉપરાંત, હિંદુસ્તાનની રાષ્ટ્રીય સરકાર પાસેથી, સાથીસત્તાને બીજી કઇ સહાયની પ્રાપ્તિ થશે ?

જવાબ મારું ચાલે તો, રીતસર અંકાયની શરતો અનુસાર સાથીસત્તાને હિંદની ભૂમિ પર સાખવાથી વધુ સહાય

મારી કલ્પનાની રાષ્ટ્રીય સરકાર સાથીસત્તાને આપે નહિ. સાથીસત્તાના સૈનિક તરીકે જોડાવા ઇચ્છનાર હિંદીના માર્ગમાં કોઈ પણુ પ્રકારનો અવરોધ, સ્વાભાવિક રીતેજ, આ રાષ્ટ્રીય સરકાર મૂકે નહિ.

તેમ સાથી સત્તાને આર્થિક સહાય આપતા કોઇ પણુ હિંદવાનને આ રાષ્ટ્રીય સરકાર રોકે નહિ. હિંદી સેના તો અંગ્રેજ સરકારની માથેજ વિખરાયલી મનાય હિંદુસ્તાનની રાષ્ટ્રીય સરકાર સામે મારી વાત ઉપજી શકે તો, વિશ્વશાંતિની સ્થાપનાના પ્રયાસમાજ, એ સરકારની સત્તા, પ્રતિષ્ઠા અને સાધનો મશગુલ બને. અને છતાય, એવુંય બને કે, રાષ્ટ્રીય સરકારની સ્થાપના પછીથી, મારો અવાજ તો અરણ્યરૂદન જેટલો જ નિષ્ફળ બને અને રાષ્ટ્રીય હિંદને લડાઈની ઘેલછા પણ વળગી પડે

સવાલ ચોથો : હિંદુસ્તાન અને સાથી સત્તા વચ્ચેના આ સહકારની વાત, રાષ્ટ્રીય સરકાર સાથે થનારી સંધિમાં દાખલ કરાય કે પરસ્પરની સહાયને લગતાં કોઇ કરારનામાં જ અંકીત બને ?

જવાબ : મને લાગે છે કે આ સવાલનો સમય હજુ પાકયો નથી. સંધિ અથવા તો કરારનામું, એમા કોઈ ખાસ ઝાઝો ફરક પડનાર નથી. મારી આંખમા તો એ બે વચ્ચેનો ભેદ વસતો જ નથી.

મારૂં આખું વલણ હું વધુ ચોખ્ખું કરૂં. મારે માટે તો એક જ વાત નક્કર છે, નિશ્ચિત બને છે. સાથી સત્તાના વિજયની પછી ખાત્રી ગાટે તો એક મહાપ્રજાનું આજનુ અસ્વાભાવિક પતન અટકવું જ ઘટે છે.

આજે તો નાથી સત્તાનો નૈતિક પાયો કોઈ મળતો જ નથી. નાઝી સત્તા, ફાંસી સત્તા અને સાથી સત્તા વચ્ચેનો કોઈપણ તફાવત મને તો દેખાતો જ નથી. હું તો બધાને શોષણખોરો જ ગણું છું, અને પોતાના હેતુઓની સિદ્ધિને ખાતર આ બધી સત્તાઓ જોઈતાં દમનચક્રોનો આશરો ધારણ કરે છે.

અમેરિકા અને ઇંગ્લાંડ એટલે જગતની બે મહાન પ્રજાઓ, પણ આફ્રિકા અથવા તો એશિયા, આજની મૂગી માનવતાના ન્યાયાસન સામે તો તેઓની આ મહત્તા ધૂળમાં જ મેળવાઈ જશે. તેઓએ અન્યાયો કર્યા છે, અને તેઓએ જ, થયેલા અન્યાયો મિટાવવા ઘટે છે. પોતાના ખરડાયેલા હાથ ધોયા સિવાય, માનવજાતની આઝાદીની વાતો કરવાનો કોઈ પણ અધિકાર તેઓને મળતો નથી.

આવી આવશ્યક સફાઈ નાથી સત્તાના વિજયનો સદ્ધર વીમો થશે. મૂગી પણ અચૂક, એશિયા અને આફ્રિકાના કરોડો માનવીઓની શુભેચ્છાઓ તેઓની સાથે જ હશે

ત્યારે અને ત્યારે જ, ત્યાં સુધી નહિ, તેઓની લડાઈ નવી દુનિયા માટેની ખરી લડાઈનું બિરુદ પામી જશે આજ છે, એક નગદ સત્ય. બીજું બધું તો માત્ર સટ્ટો જ હશે. આ સટ્ટો ખેલવાને હું આજે તૈયાર થયો છું—મારા શુભાશયની સાબિતી ખાતર અને મારી દરખાસ્તને સદ્ધર રીતે સમજાવવા માટે.

મારા એક ઉલ્લેખની, તહોમતનામાના લખનારે 'કંઈક વધુ ચોખ્ખા' ઉલ્લેખ તરીકે રજૂઆત કરી છે. પણ આ 'કંઈક વધુ ચોખ્ખો' ઉલ્લેખ એ તો અમેરિકાના એસોસીએટેડ પ્રેસના

પ્રતિનિધિ શ્રી ગ્રોવરના એક સવાલનો મેં આપેલો એક હાજર-જવાબ માત્ર જ હતો

આ મુલાકાત આવી જ ન હોત તો શ્રી લુઈ ફિશરને મે આપેલા જવાબ ઉપરાંત કોઈ 'વધુ ચોખ્ખો ઉલ્લેખ' કરવાનુ કારણુ તો ઓછુ જ હતુ એટલે મારા કોઈ 'કંઈક વધુ ચોખ્ખા' ઉલ્લેખને 'રસ્તો વધુ ખુલ્લો' કરનારા ઉલ્લેખ તરીકે ઓળખાવાનુ તહોમતનામાના લેખકનુ કથન જરાય વાજબી નથી

હુ તો એ કથનને અટકચાળા કથન તરીકે પણ ઓળખાવી શકુ

શ્રી લુઈ ફિશરને મે આપેલા જવાબોને હુ કોઈ 'ઉપલકિયા ઉલ્લેખ' તરીકે ગણુતો નથી એ જવાબો વિચારપૂર્વક આપવામા આવ્યા હતા, એક આખા અઠવાડિયાની ચર્ચા પછી જ આપવામા આવ્યા હતા

મારા જવાબો બતાવી આપે છે કે, 'હવી જાવ હિંદમાથી' સિવાયની બીજી કોઈ પણ યોજના મારા મનમા રમતી જ નહોતી બીજી બધી વાતો તો માત્ર અટકળો જ હતી અને માથી મત્તાની મૂઝવણોની વાત મે જ્યારે વધુ પ્રમાણુમા જાણી હતી ત્યારે, તુરત જ, એ મૂઝવણોનો નિવેડો લાવવાનો પ્રયાસ પણ મે સેવ્યો જ હતો

કેટલીક 'ઉણુપો' મે જોયેલી હતી અને એ 'ઉણુપો' સુધારવાનો બનતો પ્રયાસ પણ મે સેવ્યો હતો આ 'વધુ ચોખ્ખા' નિવેદન પછીથી, મારા સદ્દભાગ્યે, મારા કથનના સબધમા કોઈ પણ પ્રકારની લેખકે કરી છે એવી શકા કરવાનુ અથવા તો સૂચવ્યા છે એવા આક્ષેપો કરવાનું કોઈ પણ કારણુ રહેતું જ નથી મારા

એ નિવેદન દ્વારા જ હું વધુ ચોખવટ કરૂં એ નિવેદનમાંના સબંધ ધરાવતા ભાગો આ રહ્યા

મુખ્ય મુદ્દા પર આવતા શ્રી ગ્રોવરે કહ્યું, 'તમારી નવી ચળવળના સબંધમાં ઘણીક ચર્ચાઓ ચાલતી જણાય છે એ ચળવળનું સ્વરૂપ હું જાણી શકું ?'

'એનો આધાર તો સરકાર અને પ્રજા તરફથી મળનાર જવાબને માથે જ અવલબી રહ્યો છે દેશનો લોકમત જાણવાના મારા પ્રયાસો ચાલી રહ્યા છે અને બહારની દુનિયાના પ્રત્યાઘાતો જાણવાનો મારો પ્રયાસ પણ ચાલી જ રહ્યો છે'

'તમે જવાબની વાત કરો છો, એ જવાબ એટલે તમારી નવી ચળવળનો જવાબ ?'

'જરૂર' ગાંધીજીએ કહ્યું, 'જવાબ એટલે અગ્રેજોએ હિંદમાંથી હઠી જવાને લગતી મારી દરખાસ્તનો જવાબ તમે આશ્ચર્ય તો પામતા નથી ને ?'

'ના આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી તમારી એ દરખાસ્તો ખુલ્લી જ પડી છે અને એ દરખાસ્તને લગતા તમારા કાર્યો પણ ઉઘાડા જ પડયા છે' શ્રી ગ્રોવરે કહ્યું

'સાચુ છે ગાંધીજીએ જવાબ આપ્યો, 'એ કાર્યનો તો મે, વરસો થયા, આરભ કર્યો છે પણ માત્ર આ કાર્યે હવે વધુ ચોખ્ખો આકાર ધારણ કર્યો છે'

'હું કહું છુ કે, જગતની શાન્તિને ખાતર, ચીન ખાતર, રૂસ ખાતર અને સાથી સત્તાના પોતાના વિજયને ખાતર પણ બ્રિટિશ સરકારે હિંદમાંથી હટવુ ઘટે'

અંગ્રેજોની આવી વિદાયથી સાથી સત્તાને થનારા લાભની હું વધુ વિપુલ ચોખવટ કરૂ.

હિંદુસ્તાનની મુકમ્મલ આઝાદીથી હિંદુસ્તાનની આજની કુંઠિત શકિતઓ વધુ છૂટી થશે અને એવી આઝાદીને પરિણામે, દુનિયાનું આજનું સંકટ ટાળવાના કામમા પણ સ્વાધીન હિંદુસ્તાન વધુ કારગત થશે

આજે તો સાથીસત્તાની કાધ પર એક વિરાટ મુડદાંનો જ બોજો પડયો છે ઇંગ્લાંડને ચરણે કચડાઇને પડેલી પ્રજાનો જ એક બોજો પડયો છે—ઇંગ્લાંડને ચરણે અને સાથીસત્તાને ય ચરણે

આજની લડાઇમા અમેરિકાએ વધુ મોટી ભાગીદારી ધારણ કરી છે નાણાકિય મદદ અમેરિકા આપી રહ્યું છે પોતાની યાંત્રિક શકિતઓ અને પોતાની અખૂટ શકયતાઓ પણ અમેરિકા લડાઇમા ઠલવી રહ્યું છે એટલે અમેરિકા પોતે પણ, આજના અપરાધનું ભાગીદાર બને છે'

શ્રી ગ્રોવરે ખાસ ભારપૂર્વક કહ્યુ 'એવુ મને ખરૂ કે, હિંદુસ્તાનની મુકમ્મલ આઝાદી પછીથી, અમેરિકાના અને સાથી સત્તાના સૈનિકો હિંદુસ્તાનની ધરતી પરથી જાપાન સામેની લડાઇ ખેલી શકે ?'

'બની શકે,' ગાંધીજીએ જવાબ આપ્યો 'ખરો સહકાર તો ત્યારે જ મળે તે સિવાયના બધા યત્નો ફોકટ જશે હિંદુસ્તાનના સાધનો ઇંગ્લાંડને આજે સાંપડી શકે છે કારણ કે હિંદ ઇંગ્લાંડની ગુલામી ભોગવી રહ્યું છે પણ આવતી કાલની મદદ તો જે પણુ હશે, એ મદદ સાચી હશે, આઝાદ હિંદની હશે'

'તમે એમ માનો છો કે હિંદની ગુલામી જાપાનનો સામનો કરવામા અવરોધરૂપ બને છે ?'

'સાચે જ.'

'સાથી સત્તાના સૈનિકોએ હિંદુસ્તાનમાંથી ખેસવાની લડાઇની વાત હું બોલી ગયો પણ તમે એમ તો પૂચ્છતા નથી ને કે આઝાદ હિંદુસ્તાનની ધરતી સાથી સત્તાના સૈનિકો છેક ખાલી કરે?'

'ખાસ નહિ,' ગાંધીજીએ કહ્યું, 'આ સવાલના સંબંધમાં ખાસ વધુ ગેરસમજ ફેલાતી મને માલૂમ પડી છે.'

'મારા લખાણોનો અભ્યાસ તમારે બરાબર કરવો ઘટે. 'હરિજન'ના તાજા અંકમાં મે આ આખા સવાલની ચર્ચા કરી છે

'હિંદુસ્તાન આઝાદ બને એટલે સાથી સત્તાના સૈનિકો હિંદુસ્તાનની ધરતી છોડીને ચાલીજ નીકળે એવી વાત મે માગી નથી.

'તે દિવસે સાથી સત્તાના સૈનિકોને હિંદુસ્તાન છોડવાની વાત મારાથી મંભળાવાય નહિ. હિંદુસ્તાન પર હુમલો લાવવાનું જાપાનને નિમંત્રણ આપવાનો આરોપ સદંતર ખોટો પુરવાર કરવાની મારી મરજી જરાય ઓછી નથી.'

'પણ ધારો કે તમારી દરખાસ્ત મંભળાય નહિ, તો પછી તમારી બીજી હિલચાલ કેવી હશે?'

'એ હિલચાલની અમર આખી દુનિયામાં પહોંચી જશે. અંગ્રેજ સૈનિકોના હલનચલન આડે એ હિલચાલ ભલે આવે નહિ, પણ તેના પ્રત્યે દુર્લક્ષ કરવાનું ઈંગ્લાંડનું કામ અતિ મુશ્કેલ થશે.

'ઇંગ્લાંડ લડાઇ જીતી શકે, અથવા તો ચીનને ખપતી સહાય ઈંગ્લાંડ આપી શકે એટલા માટે હિંદુસ્તાન ઈંગ્લાંડની ગુલામી ભોગવ્યા કરે-ઈંગ્લાંડનું આ વલણ જરાય વાજબી નથી.

'એવી હીણુ દશા વેઠવાની મારી મરજી નથી. ચીનની રક્ષાનુ કામ આઝાદ હિંદથી તો ઉલટુ વધુ સધ્ધર રીતે જ ભજવાઇ શકે.

'ઈંગ્લાંડના માર્ગમાં આજ સુધી અમે કોઈ પણ અવરોધ નાંખ્યો નથી. હજુ પણ અમે અવરોધ નાંખીએ નહિ પણ અમાગ વલણનો ઉપયોગ હિંદુસ્તાન ફરતી ઈંગ્લાડની નાગચૂડ વધુ મજબૂત બનાવવામાં કરવાની વાત અમને જોઇતી નથી. આજે તો એમ જ બને છે

'દાખલા તરીકે આજે હિંદુસ્તાનના હજારો માનવીઓ પાસેથી તેઓના ઘરો ખાલી કરાવાઈ રહ્યાં છે. આ માનવીઓ પાસે કોઇ ઉભવાની જગ્યા નથી, ખેડવાની જમીન નથી, ઠરવાનુ ઠેકાણું નથી ઈંગ્લાડના માર્ગમા અમે અવરોધો મૂકતા નથી એનો બદલો અમને આવો મળે છે. આઝાદ દેશમાં તો આવી વાત બનતી જ નથી.

'હિંદુસ્તાનની આવી તાબેદારી મારાથી જોવાતી નથી. આમાથી તો વધુ પતન અને વધુ ગુનામી જ જાગી શકે. અને આખી પ્રજા જો આવી ગુનામીમા ગરકાવ બને તો એ પ્રજાની સ્વાધીનતા:, સદાને સારૂ, અદશ્ય બને'

શ્રી. ગ્રોવરનો એક વધુ સવાલ આવો હતો: 'ત્યારે તો હિંદુસ્તાનની કાયા ફરતો રાજદ્વારી ભરડો જ ઓછો કરવાની તમે ઇચ્છા કરો છો. લશ્કરી આંદોલનોની અટકાયત કરવાની તમારી ઇચ્છા નથી.'

'એ વાત હું જાણુતો નથી. મારી માગણી તો એટલી જ છે—હિંદુસ્તાનની મુકમ્મલ આઝાદી. હિંદુસ્તાનમાંના લશ્કરી આંદોલનો—હિંદુસ્તાનના દેહ ફરતો આ ભરડો વધુ મજબૂત કરવાની તજવીજ કરે તો તો એ લશ્કરી આંદોલનોનો સામનો પણ મારે કરવો જ પડે.

'મારી પોતાની આઝાદીને ભોગે કોઈ પણ પરોપકાર કરવાની મારી મરજી નથી

'અને એ વાતનો ખાસ વિચાર કરવાની હું તમને સૂચના કરું છું કે, જીવતી કાયાને કોઈ પણ પ્રકારની સહાય આપવાની મુડદાની તાકાદ નથી માર્થીમત્તાની લડાઈમાં નૈતિક તાકાદ તો આજે એકકેય નથી. તેઓની કાંધ પર આજે બેવડુ પાપ ખડકાઈ રહ્યું છે—હિંદીઓની ગુલામી અને મીટીઓ અને અફ્રિકીઓની ગુલામી.'

શ્રી ગ્રોવરે, તે પછીથી, સંગ્રામ 'પછીના' આઝાદ હિંદુસ્તાનની તસ્વીર દોરવાની તજવીજ કરી તેમણે કહ્યું 'લડાઈનાં ફળ ચાખવાની રાહ શા માટે જોતા નથી ?'

'લડાઈના ફળ ?' ગાંધીજીએ જવાબ આપ્યો, 'ગઈ લડાઈનું ફળ હિંદુસ્તાને રોલેટ કાયદામાં ભોગવ્યું હતું. અને ગઈ લડાઈ પછીથી હિંદુસ્તાનને હરકરી કાયદાની અને અમૃતસરની ભેટ આપવામા આવી હતી.'

તે પછીથી, શ્રી ગ્રોવરે, હિંદુસ્તાનને મળતા આર્થિક અને ઔદ્યોગિક લાભોનો ઉલ્લેખ કર્યો—કબૂલ કરીને કે હિંદુસ્તાનના હાથમા એ લાભો સરકારની શોભાથી નહિ, પણ મજોગના દબાણથી જ આવ્યા હતા અને આર્થિક સમૃદ્ધિદ્વારા આઝાદી ભણી ભરાતા એક વધુ પગલાની વાતનો ઉલ્લેખ પણ શ્રી ગ્રોવર તરફથી કરવામા આવ્યો હતો

'પણ,' ગાંધીજીએ જવાબ આપ્યો, 'આવા થોડાક લાભો પર કોઈ ખાસ મદાર બાંધવાની મારી મરજી નથી એવા લાભો તો હિંદુસ્તાન માટેની કોઈક નવી બેડીઓમા પણ પલટાવી શકે ય અને લડાઈ વચ્ચેની સરકારની ઔદ્યોગિક નીતિ જોયા પછીથી હું તો એ લાભની વાત પણ ખરી માનતો જ નથી '

આ મુદ્દાની વધુ છણાવટ શ્રી. ગ્રોવર તરફથી કરવામાં આવી નહિ.

'હિંદુસ્તાન પરનો કબજો છોડવાની વાત ઇંગ્લાંડને સમજાવવા માટે તમારે અમેરિકાની સહાય જોઇતી નથી?' શ્રી. ગ્રોવરે સવાલ કર્યો.

'જરૂર જોઇએ.' ગાંધીજીએ જવાબ આપ્યો.

'શું માનો છો ? મળશે ખરી ?'

'મળવી જ ઘટે,' ગાંધીજીએ જવાબ આપ્યો. 'હિંદુસ્તાનની માગણીને અમેરિકા જો ન્યાયી ગણે તો એ ન્યાયી માગણી સંતોષવા માટેના સર્વ પ્રયાસો અમેરિકાએ કરવા જ ઘટે.'

'અંગ્રેજોને હિંદમાં રહેવાદેવાની વાત પરત્વે અમેરિકાને બંધાઈ ગયેલું તો તમે માનતા નથી ને ?'

'હું માનતો નથી,' ગાંધીજીએ જવાબ આપ્યો. 'પણ અંગ્રેજોની કૂટનીતિ સામેની પ્રમુખ રૂઝવેલ્ટની અને અમેરિકાના લોકમતની સફળતા વિષે મને શંકા રહે છે.

'હિંદ સામેનો ઇંગ્લાંડનો અમેરિકી પ્રચાર ભારે બળવાન બન્યો છે. આ પ્રચાર સામે હિંદના થોડાક મિત્રોનું ખાસ ઉપજી શકે એમ માનવાને હું તૈયાર નથી. અને આજના રીઢા રાજદ્વારી તંત્ર સામે તો લોકમતની અસર પણ ખાસ પડનાર નથી.'

'ધીમેધીમે પડેય ખરી.' શ્રી ગ્રોવરનું આ કથન સહેજ છોભીલું હતું.

'ધીમેધીમે ?' ગાંધીજીએ કહ્યું, 'રાહ જોઇને હું તો થાકી જ ગયો છું. મારી ધીરજનો અંત આવી ગયો છે, જગતના

ચાળીસ કરોડ માનવીઓનો અવાજ લડાઈ પગલે પડતો નથી એના કરતા વધુ મોટી કરુણા તો મે જાણી જ નથી અમારા હાથમા જો આઝાદી પડે તો, જાપાનની કૂચ રૂકાવીને ચીનનો બચાવ અમે જરૂર કરી શકીએ '

અગ્રેજોની અથવા તો બ્રિટિશ સેનાની શારીરિક વિદાય ગાધીજી માગતા નથી એ વાતની ખાત્રી પછીથી શ્રી ગ્રોવરે લાભાલાભની તુલના કરી હિંદુસ્તાનની આઝાદી કોઈ સેવાના બદલા તરીકે તો ગાધીજી માગતા જ નથી ગાધીજી તો એ માગણી પોતાના અધિકાર તરીકે જ સભળાવતા રહ્યા છે ગાધીજી તો માત્ર લાબા સમયનું કર્જ ચુકવવાની જ માગણી કરે છે શ્રી ગ્રોવરે કહ્યુ 'ધારો કે હિંદુસ્તાનને આઝાદી મળે તો, કયા પ્રકારની ખાસ સહાય હિંદુસ્તાન ચીનને આપી શકે ?

'જબ્બર સહાય હિંદુસ્તાન ચીનને આપી શકે પણ એ સહાયનું સ્વરૂપ મારાથી આજે આલેખાતુ નથી આઝાદ હિંદુસ્તાનની સરકારનુ સ્વરૂપ હું જાણતો નથી હિંદુસ્તાનમા આજે ઘણી ગજદારી સસ્થાઓ જીવતી પડી છે વ્યાજબી માર્ગ એ સસ્થાઓ સાથે મળીને જરૂર કાઢી શકે આજે તો એ પક્ષોનો અર્થ અતિ ઓછો જ રહ્યો છે સરકારની કૃપા અવકૃપા પર એ પક્ષોનો ઘણો મોટો આધાર આજે અવલબી રહ્યો છે આજનું વાતાવરણ તો બગડેલુ અને ગૂંચવાઈ પડયુ છે અને એમ યુદ્ધમા પ્રકરનાર નવા પ્રાણની શક્યતા કોનાથી મપાય ? આજનુ હિંદુસ્તાન એટલે તો સાથી મત્તા પનો એક કાળો ભાગ

મોટો ભાગ એટલે હિંદુસ્તાનમાંના અમેરિકી અને ફિરંગીઓના હિતો સાથેનું એક મહાન જોખમ ? શ્રી ગ્રોવરે કહ્યુ

'જરૂર અણીની ઘડીએ, અમ તોપી હિંદુસ્તાન શું કરશે અને શું કરશે નહિ એ વાત તો આજે કોઇથી કહેવાય નહિ.'

'સમજ્યો પણ હું તો તમારી પાસેથી એક ચોક્કસ વાત જાણવાની જ ખેવના કરું છુ. ધારો કે, હિંદની આઝાદીના સબંધમાં અમેરિકા ઈંગ્લાંડ પર સફળ દબાણ લાવી શકે તો, સાથી સત્તાને તમે સંગીન સહાય આપો ખરા ?'

'મારી સંગીન મહાય ?' ગાંધીજીએ કહ્યુ· 'મારે માથે તો આજે ૭૩ વરસોનુ ઘડપણ પડયુ છે પણ આઝાદ હિંદુસ્તાન સમી બળવાન પ્રજા રાજીખુશીથી આપી શકે એટલી સહાય તો સાથીમત્તા જરૂર પામી શકે. અને છતાંય મારો સહકાર પણ તૈયાર પડયો છે. મારાથી બનતી અમર, માગ લખાણો દ્વાર, હું દરેક અઠવાડિયે પાડી શકું. પણ મારા કરતા પણ આઝાદ હિંદુસ્તાનની અમર તો જુદી જ બને

'હિંદુસ્તાનના દિલમા, આજે તો અમ તોપ ભર્યો છે જાપાનની આગેકૂચનો પ્રખર સામનો અમ તોપી માનવીઓ કરતા નથી પણ જે ઘડીએ હિંદુસ્તાન સ્વાધીન બને, તે જ ઘડીએ તે આઝાદીને રક્ષનાર રાષ્ટ્રમા પલટાઈ શકે. અને આવુ હિંદુસ્તાન સાથી મત્તાનું મધ્ધર મહાયક બને.'

'પૂછી શકુ કે તે દિવસે પડનારો ફરક રશિયા અને બ્રહ્મદેશ જેટલો જ માલુમ પડે ?' શ્રી ઓવરે કહ્યું.

'જરૂર ધારી શકો. હિંદુસ્તાન સાથેથી બ્રહ્મદેશને છૂટું પાડયા પછીથી અંગ્રેજે બ્રહ્મદેશને તેની આઝાદી જરૂર આપી શકત. પણ બ્રહ્મદેશની આઝાદી ઇંગ્લાંડે આપી નહિ હતુ એવુ જ બ્રહ્મદેશનું ગોત્રખ ચાલુ રહ્યું

'બ્રહ્મદેશે સહકાર આપ્યો નહિ. ઉલટી બ્રહ્મદેશે બનતી આડખીલીઓ ઉભી કરી. બ્રહ્મદેશ પોતાને માટે પણ ઝૂઝયું નહિ, સાથી સત્તાને માટે પણ લડયુ નહિ.

'હિંદુસ્તાનમાથી હઠીને કોઇક વધુ સલામત સ્થાન ભણી પાછા ફરવાની જાપાનને હાથે સાથી સત્તાને જો ફરજ પડે તો, મને લાગતુ નથી કે, જાપાન સામે/હિંદુસ્તાન કોઈ પણ પ્રકારનો બળવો કરે હું તો ઇચ્છું કે હિંદુસ્તાનનો એકેએક માનવી જાપાન સામેના બળવામાં પડે. પણ મને દહેશત છે કે બ્રહ્મદેશના જેવું જ પતન હિંદુસ્તાનમા પણ આવી જ પડે.

'પણ હિંદુસ્તાન જો આઝાદ બને તો પરિસ્થિતિ કેવળ નવુ જ સ્વરૂપ ધારણ કરે હિંદુસ્તાનનુ આખુ માનસ ચોવીસ કલાકમા જ પલટાઈ પડે બધા પક્ષો એકત્ર બને આવી જીવતી આઝાદી હિંદુસ્તાનના હાથમા જો આજે પડે તો મને શંકા નથી કે, ઘડીકવારમાં જ, આઝાદ હિંદુસ્તાન સાથી સત્તાના એક સમર્થ ભેરુમા જ પલટાઈ પડે.'

શ્રી. ઓવરે, તે પછીથી, હિંદુસ્તાનના કોમી વિખવાદની વાતો કરી. પણ તે સાથે શ્રી. ઓવરે પોતે જ કહ્યું કે, આઝાદી પહેલાં તો, અમેરિકાના પક્ષો વચ્ચે પણ એકતા તો ઓછી જ હતી.

'હું તો એટલું જ કહું,' ગાંધીજીએ કહ્યું, 'કે બ્રિટિશ સરકાર જો આજે હટે તો હિંદુસ્તાનના પક્ષોની એકતા તો આવતી કાલે જ આવી પડે કોમી કલહો તો અગ્રેજ સત્તાએ જ ઉભા કર્યા છે. એ જાય તો કોમી કલહ આપોઆપ, ઓછા બને.'

શ્રી ઓવરનો છેલ્લો સવાલ આવો હતો 'સ્થાનિક સ્વરાજ ચલી શકે કે ચલે નહિ ?'

'ચાલે જ નહિ' ગાધીજીએ કહ્યુ 'અરધા ઉપાયો ચાલે નહિ મુકમ્મલ આઝાદી સિવાય કાંઈ ચાલે નહિ હિંદુસ્તાનનું સ્વરાજ તો કોઈ આ પક્ષને કે તે પક્ષને આપવાનું નથી હિંદુસ્તાનનુ સ્વરાજ તો જેની વ્યાખ્યા નથી એવા રાષ્ટ્રને જ, આપવુ રહ્યુ છે

'હિંદુસ્તાન પર કબજો રાખવાનો ઈંગ્લાંડનો અધિકાર મને મંજૂર નથી અંગ્રેજોની વિદાયથી, હિંદુસ્તાન પરનો અન્યાય તો, ટળવો જ ઘટે'

[ 'હરિજન ' ૨૧ મી જુન ૧૯૪૨ પાનું ૧૯૩ મુ ]

૧૭ સરકારી પુસ્તિકાના આ પ્રકરણનો બાકીનો ભાગ મે અલ્હાબાદ મોકલેના ઠરાવના ખરડાના રંગીન વર્ણનથી પૂરો થયો છે અને એ ઠરાવના ખરડાને લગતી પં જવાહરલાલ નહેરૂની અને ચક્રવર્તી રાજગોપાલાચારીની કહેવાતી ટીકાના અવતરણનો પણ એમા ઉલ્લેખ થયો છે

પણ સરકારે જપ્ત કરેલી નોંધોમાથી કરાયના આ ઉતારાઓની પ્રસિદ્ધિ પછીથી પંડિત જવાહરલાલ નહેરૂ તરફથી એક નિવેદન બહાર પાડવામા આવ્યુ હતુ આ અગત્યના નિવેદનની નોંધ લેખક તરફથી શા માટે લેવામા આવી નથી તે સમજાતુ નથી

શ્રી રાજગોપાલાચારીના નિવેદન પૂરતી તો લેખકની વાત એથી પણ વધુ પોકળ જણાય છે કહેવામા આવ્યુ છે એવો મત ગાંધીજી જરૂર ધરાવી રહ્યા છે અમેરિકી અખબારનવેશ શ્રી ગ્રોવર સાથેની મુલાકાત દરમીઆન આ વાતનો ઉલ્લેખ મારા તરફથી કરવામા પણ આવ્યો જ હતો ગાંધીજી સાથેના મારા મતભેદની વાત શ્રી ગ્રોવર સમક્ષ આ શબ્દોમા કરવામા આવી હતી

શ્રી ગ્રોવર : રાજાજીના આજના વલણ સંબંધમાં તમારો અભિપ્રાય હું પૂછી શકું ?

જવાબ : મેં જાહેર કર્યું છે કે રાજાજી સાથેના મારા મતભેદની ચર્ચા જાહેર રીતે કરવાની મારી મરજી નથી માનનીય મિત્રોના સંબંધમાં આવી વાતો કરવાની રીત સારી નથી રાજાજી સાથેનો મારો મતભેદ તો ઉભો જ રહે છે. પણ કેટલીક વાતોની ચર્ચા જાહેરમાં કરવાની રીત દિલને રૂચતી નથી

પણ પાકિસ્તાનના કરતા રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની રાજાજીની યોજનાની લગની શ્રી. ગ્રોવરને વધુ લાગી હતી. શ્રી ગ્રોવર માનતા હતા કે રાજાજીના અભિપ્રાયો બ્રિટિશ સરકારથી હનાવાય નહિ રાજાજી તો સરકાર સાથે તાલસૂર મિલાવવાની જ તજવીજ કરતા હતા.

'સાચી વાત છે,' ગાંધીજીએ કહ્યુ, 'જાપાનીઓની દહેશતને કારણે રાજાજી અંગ્રેજ સરકારને ચલાવી લેવાની તજવીજમાં પડયા છે આઝાદીનો સવાલ લડાઇ પતતા પર્યંત મુલતવી રાખવાની તત્પરતા રાજાજીએ પ્રદર્શિત કરી છે. આથી ઉલટી રીતે મારો અભિપ્રાય એવો બન્યો છે કે, લડાઇના સંપૂર્ણ વિજયને માટે હિંદની આઝાદી ખાસ આવશ્યક બની છે મારી માન્યતામા હું કોઈ પણ દોષ જોતો નથી અનેક વિચારો ઘોળ્યા પછીથી મારો આજનો મત મે સ્થાપિત કર્યો છે હું ઉતાવળ પણ કરતો નથી અને મારામા રોષનો છાંટોય નથી

'જાપાનીઓને ચલાવી લેવાનો મારો ઈરાદો નામનોય નથી.

'મારો અભિપ્રાય મક્કમ બન્યો છે કે, હિંદને માટે તો હિંદની આઝાદી આવશ્યક બની છે, પણ ચીનને માટે અને આખી

સત્તાના પોતાના હિતને માટે પણ હિંદની આઝાદી અનિવાર્ય બની છે.' ('હરિજન': જુન ૨૧, ૧૯૪૨: પાનુ ૧૯૫)

૧૮: અલ્હાબાદમાં મળેલા મંત્રીમંડળને મેં મોકલેલા ઠરાવના ખરડાને લગતી નીચેની ટીકાથી પહેલું પ્રકરણ આટોપાઈ રહ્યું છે:

'ફરીથી કહું છું કે, આ ખરડાથી આખી વિચારસણી અને તેની પાશ્ચાદ ભૂમિકા જાપાનીઓને જ નવાજતી જણાય છે. આ ઠરાવ જાપાનીઓની બાથમાં જઈ પડવાને માટે જ આલેખાયલો જણાય છે.'

પંડિત જવાહરલાલ નહેરૂના પ્રતિકાર છતાં ય અને ગાજી સાથેના મારા મતભેદની વાત જાણવા છતાં ય લેખકે આવા અભિપ્રાયનો ઉલ્લેખ કર્યો છે.

૧૯: હું કહું છું કે ઉતારાયલાં વાક્યોમાં દર્શાવવામાં આવેલો અભિપ્રાય ધારણ કરવામાં લેખક વ્યાજબી નથી. મારાં આ કથનના સમર્થનમા ૧ લી ઑગષ્ટના રોજ અખબારોમાં આપેલા એક નિવેદનમાંના આ ફકરાઓનો હું ઉલ્લેખ કરું છું:

અલ્હાબાદ મોકલાયલા ખરડાની ભાષામાં ઘણો સુધારો આવશ્યક હતો. આ વાત મેં મીરાબહેનને જેમની મારફત આ ખરડો મોકલવામાં આવ્યો હતો—સમજાવી હતી. શ્રીમતી મીરાંબહેનને, અને સેવાગ્રામમાં હતા તે મંત્રીમંડળના સભ્યોને, મેં સમજાવ્યું હતું કે મહાસભાની પરદેશ નીતિનો ઉલ્લેખ આ ઠરાવમાં કરવામા આવ્યો નથી અને એટલે ચીન અથવા તો રૂસનું નામ આ ઠરાવમા આવ્યું નથી.

તેઓને મેં સમજાવ્યું હતું કે કોંગ્રેસની પરદેશનીતિનો આધાર હું પંડિત જવાહરલાલ નહેરૂને માથે જ રાખતો હતો. જવાહર એ વાતના અભ્યાસી હતા. એટલે પરદેશનીતિ પૂરતો ભાગ શ્રી. જવાહરલાલ નહેરૂ પાસે ભરાવી લેવાની સૂચના મેં આપી હતી.

એથી વધુ, જર્મની અથવા તો જાપાનના વિજયને લગતો અભિપ્રાય તો મે સ્વપ્નમાંય ઉચ્ચાર્યો નથી.

ઉલટું, મેં તો ઘણીવાર કહ્યું છે કે, પોતાનો સામ્રાજ્યવાદ ઈંગ્લાંડ જો સદાને સારૂ છોડી શકે તો, જર્મની કે જાપાનને માટે લડાઈ જીતવાનું કામ અશકય બનીને જ બેસી રહે.

'હરિજન'ની કટારોમાં મારો આ અભિપ્રાય હું અનેકવાર ઉચ્ચારી ગયો છું.

અને આજે હું ફરીવાર જાહેર કરૂં છું કે, મારી અને બીજાઓની ઉલટી ઈચ્છા છતાંય, ગ્રેટ બ્રિટન અને સાથી સત્તાને માટે લડાઈના પગજયની આફત જો ત્રાટકી જ જશે તો તેનું કારણ એકજ હશે પોતાના ઈતિહાસની ગંભીરમાં ગંભીર પળે, પોતાના દોઢ સૈકાજૂના સામ્રાજ્યવાદનું કલંક ધોઇ કાઢવાનો ઈંગ્લાડનો હઠીલો ઈનકાર.

આ બધાં અતિ ચોખ્ખા નિવેદનો છતાંય પુસ્તિકાના લેખકે એમ કહ્યું છે કે, 'હઠી જાવ હિંદમાંથી' ને લગતા માર્ગ આદોલનોની પાછળ ધરી સત્તાના યનાગ વિજયને લગતી મારી માન્યતાજ કારણભૂત હતી. લેખકનું માનસ મારાથી સમજાતું નથી.

૨૦: આજ આરોપના આધારમા લેખક એમ કહે છે કેઃ '૧૯ મી જુલાઈના 'હરિજન'માં, એક સવાલના જવાબમાં શ્રી. ગાંધીએ પ્રસિદ્ધ કરેલા જવાબથી ફલિત થાય છે કે અલ્હાબાદમાં

મળેલી મત્રીમંડળની બેઠક પછીથી, લાબા સમય પર્યંત આ વલણ ચાલુ હતુ.

શ્રી. ગાધીને પૂછવામા આવેલો સવાલ આવો હતોઃ જર્મની અને જાપાનના ફેંસલા પર્યંત તમારી ચળવળ મુનતવી રાખવામા ડહાપણ નથી ?'

શ્રી ગાધીનો જવાબ આવો હતો 'ના, અમારા સિવાય જર્મની સાથેનું તમારૂ સમાધાન આવનાર નથી '

જે લેખમાથી મારા આ અભિપ્રાયનો ઉલ્લેખ થયો છે, એ લેખના થોડાક ભાગનો અહિ ઉતારો કરૂ છુ ૧૯મી જુલાઈ ૧૯૪૪ના 'હરિજન'મા, ૨૩૪ અને ૨૩૫ માં પાના પર, એ લેખ પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો એ લેખનુ મથાળું ' બે મિનિટની મુલાકાત ' હતુ મુલાકાત લેનાર લડનના ' ડેઇલી એક્સપ્રેસ ' ના પ્રતિનિધિ હતા

" પણ લડનના " ડેઈલી એક્સપ્રેસ "ના પ્રતિનિધિ સૌથી પહેલા આવ્યા હતા છેવટ સુધી તે રોકાનાર નહોતા. તેમણે કહ્યુ, અને તો માત્ર બે મિનિટની મુલાકાતથી જ સતોષ થશે એવી મુલાકાત ગાધીજીએ મજૂર કરી "

આ અખબારનવશે જોયુ હતુ કે, અગ્રેજોની વિદાયને લગતા આદોલનો, વધુ ને વધુ, જોરમા આવતા હતા. તેમને લાગ્યું હતું કે એ આદોલનોનો ઇનકાર થતાં કોઈક પણ ચળવળ આવનાર હતી. એટલે તેમણે કહ્યુ :

" કહેશો કે તમારી ચળવળથી જાપાનીઓને હિદથી વેગળા રાખવાનુ કામ સહેલું થશે કે વધુ કપરૂં થશે ?"

"અમારા આંદોલનોથી," ગાંધીજીએ કહ્યું, "હિંદમાં આવવાનું જાપાનનું કામ વધુ મુશ્કેલ થશે પણ ઇંગ્લાંડ અને સાથી સત્તાનો સહકાર અમારી વચ્ચેથી જો હાજર હશે તો, એ સંજોગોમા બનનાની વાત સાગથી કહેવાતી નથી

"પણ," શ્રી ચગે કહ્યુ લડાઈનો વિચાર સમગ્ર રીતે કરો સાથીસત્તાના વિજયની તો તમે પણ ઇચ્છા કરો છો તો પછી તમે કેમ ધારી શકો કે, તમારા આંદોલનો સામે સાથીસત્તાનો આ વિજય સહેલો થશે?"

"મારી વાત સ્વીકારવામા આવે તો સહેલુ બને," ગાંધીજીએ જવાબ આપ્યો

"તમારી વાત સ્વીકારવામા આવે એટલે ઈંગ્લાંડ અહિંસક લડાઈ ઉભી કરે?" શ્રી ચગે સવાલ પૂછયો

"જરાય નહિ" ગાંધીજીએ કહ્યુ, મારી વાત સ્વીકારવામા આવે એટલે હિંદમાનુ અગ્રેજી રાજ ખતમ બને આગલુ નક્કી બને તો સાથીસત્તાનો વિજય નિશ્ચિત બને એમ બને તો હિંદ એક સ્વાધીન સત્તા બને એમ બને તો હિંદ ઇંગ્લાંડનો ખરો મિત્ર બને

"આજે તો હિંદ ગુલામી જ ભોગવી રહ્યુ છે મારી ચળવળનો સહાનુભૂતિભર્યો જવાબ મળે તો ઈંગ્લાંડનો વિજય એટલો વહેલો ઉગી શકે પણ મારા આંદોલનોને ઇંગ્લાંડ જો, અવગણી નજરથી જ જોતુ બને, અને એ આંદોલનોને કચડી નાંખવાના જ ઈંગ્લાંડ જો પગલાઓ ભરે તો, એમાથી જાગનારા પરિણામની જવાબદારી મારી નથી, ઇંગ્લાંડ સિવાય કોઈની નથી"

પણ શ્રી. ચગનુ ધ્યાન આગળથી ઉગ્યુ નહિ કોઈ પણ ચળવળ પ્રત્યે નિર્લેપ ભાવથી જોવાની શ્રી ચગની નારાજી હતી

એટલે ગાંધીજીની ભાવના જગાડવાનો શ્રી. યંગે પ્રયાસ કર્યો જે ભાવનાઓ તો ગાંધીજીએ ઘણીવાર ઉચ્ચારી હતી.

"ગાંધીજી," શ્રી. યંગે કહ્યું, "લંડનમાં તો તમે આવી ગયા છો. ઇંગ્લાંડ પર થયેલા બોમ્બમારાના સંબંધમાં તમારે કંઇ જ કહેવાનું નથી ?"

"જરૂર, જરૂર, ગાંધીજીએ કહ્યું, ઘણાં વરસો પૂર્વે લંડનમાં હું ત્રણ વરસો ગાળી ગયો છું. લંડનનાં ખૂણે ખૂણાથી હું પરિચિત બન્યો છું. ઓકસફર્ડ, કેમ્બ્રીજ અને માંચેસ્ટરની પણ થોડીક ઓળખ કરી છે. પણ લંડનને માટે મને વધુ લાગણી રહી છે. 'ઇનર ટેમ્પલ'માં હું ભણતો હતો. અને 'ટેમ્પલ ચર્ચ'માં ડૉ. પાર્કરનાં પ્રવચનો હું ઘણીવાર સાંભળતો હતો.

'લંડનની જનતા પ્રત્યે મારૂં હૃદય આજે ભીનું બને છે. અને ટેમ્પલ ચર્ચ પર પડેલા બોમની વાત સાંભળીને તો મારૂં હૃદય રોયું પણ હતું. અને વેસ્ટમીન્સ્ટર એબે અને બીજી પુરાણી ઇમારતો પર પડેલા બોમના સમાચારે મારા દિલ પર ભારે ચોટ મારી હતી.

'તો પછી,' શ્રી. યંગે કહ્યું, 'જર્મની અને જાપાનનો ફેંસલો થતા પર્યંત તમારા આંદોલનો મુલતવી રાખવાની વાત વાજબી નથી ?'

'ના,' ગાંધીજીએ જવાબ આપ્યો, 'કારણ કે, અમારા સિવાય, જર્મની સાથેનો તમારો હિસાબ પતનાર નથી. અમે જો આઝાદ બનીએ તો અમારી રીતે, અમારો સોએ ટકા જેટલો સહકાર ઇંગ્લાંડને ચરણે પડે.

'આશ્ચર્યની વાત છે કે આટલી સાદી વાત પણ સમજાતી નથી આઝાદ હિંદ તરફથી ઇંગ્લાંડને આજે કોઈપણું સહાય મળતી નથી આવતી કાલે હિંદ જો આઝાદ બને તો ઇંગ્લાંડને નૈતિક તાકાદ તો મળે, પણ એક બળવાન સાથી પણ મળે. ઇંગ્લાંડની તાકાત આથી બઢતી બને આ વાત તો ઉઘાડી જ પડી છે ને ?'

સાથી મત્તાના વિજયની ચિંતાથી છવોછલ ભરેલા સાગ વકતવ્યમાંથી ઉપાડાયલા છૂટાછવાયા વાક્યોનો ઉપયોગ ધરી મત્તા પ્રત્યે હળતું માર્ં માનસ બતાવવાને જ કરવામાં આવતો જણાય છે ! આશ્ચર્યની અવધિ નથી ?

૨૧ તે પછીથી, ગયા ઓગસ્ટની ૧૪ મી તારીખના ના૦ વાઇસરોય પરના મારા એક પત્રમાંનો આ ભાગ 'સૂચક' ભાગ તરીકે ઓળખાવાઈ રહ્યો છે :

'જવાહરલાલ નહેરુનો ઉપયોગ હું મારા ગજ તરીકે કરું છું. ચીન અને રશિયા સાથેના તેમના અંગત સંપર્કને પરિણામે, એ દેશોના આવતા વિનાશથી તેઓ ભારે કંપાયમાન બન્યા છે'

આમાંથી રશિયા અને ચીનના 'આવતા વિનાશ'ની વાત પર લેખક ખાસ ભાર મૂકતા જણાય છે. લેખક કહે છે :

'તેઓ હિંદખૂદતી ઇંગ્લાંડની પીઠેહડની અને એમાંથી જાગનાર વિનાશની આગાહી બાંધતા હતા '

અહિંઆ પણ, પોતાની રીત મુજબ, લેખક વાઇસરોય પરના સાગ પત્રનો સંબંધ ધરાવતો આખો ભાગ તો આપતા જ નથી. વાંચનારને દોરવા માટે લેખકે પુસ્તિકાના પરિશિષ્ટમાં પણ એ પત્ર આપ્યો નથી એ પત્રના સંબંધ ધરાવતા ભાગોની હું અહિં રજૂઆત કરું છું :

'એક વધુ વાત. ચીન અને રૂસની આઝાદીની રક્ષાને લગતો હિંદ સરકાર અને મારી વચ્ચેનો હેતુ તો સમાન રહ્યો છે. હિંદ સરકાર એમ માને છે કે લડાઈ જીતવા માટે હિંદી આઝાદીની ખાસ આવશ્યકતા નથી.

હું એથી બરોબર ઉલટી માન્યતા ધરાવી રહ્યો છુ. જવાહરલાલ નહેરૂનો ઉપયોગ હું મારા ગજ તરીકે કરું છુ. ચીન અને રશિયા સાથેના તેમના અંગત સંપર્કોને પરીણામે એ દેશોના આવતા વિનાશથી તેઓ ભારે કંપાયમાન બન્યા છે—મારાથી, અને કહું તો તમારાથી પણ, વધારે કંપાયમાન બન્યા છે—એ દુઃખથી તો સામ્રાજ્યવાદ સાથેની પોતાની પુરાણી તકરાર ભૂલવાનો પણ તેમણે પ્રયાસ કર્યો.

'નાઝીવાદ અને ફાસીવાદના વિજયથી તેઓ મારાથી વધુ પ્રમાણમાં કંપાયમાન બને છે મેં તેમની સાથે દિવસો પર્યંત, દલીલો કરી. પણ મારી સામે તેઓ ખૂબ તલમાટપૂર્વક ઝઝૂમી રહ્યા એ તલમાટનું વર્ણન મારાથી કરાતું નથી.

'પણ બનાવોનું જોર તેમને તાણીગયું. તેમના દિલ સોંસરવી એ વાત, આખરે પણ, ઉતરી ગઈ કે, હિંદુસ્તાનની આઝાદી સિવાય તો, ચીન અને રૂસની આઝાદી પણ ભયમાજ હતી

'આવા બળવાન બેરૂ અને સાથીને કારાવાસી કરવાનું આપનું પગલું વ્યાજબી નથી

હુ કહું છુ કે આ આખા ઉતારાનો અર્થ પુસ્તિકાના લેખકે કરેલા અર્થના કરતા તો મદતર ઉલટો જ બને છે એ ઉપરાંત, ધરી મત્તા તરફના મારા વલણને લગતો અને મારી 'પરાજયવાદી' મનોદશાને લગતો લેખકે મૂકેલો આરોપ વધુ નિરાધાર

સાબિત કરવાને 'હરિજન' માંના નીચેના ફકરાનો પણ હું ઉલ્લેખ કરું છુ :

સવાલ : 'એ વાત સાચી છે કે, ઇંગ્લાંડ અને જાપાન પ્રત્યેના તમારા આજના વલણનો આધાર લડાઈમાં થનારા સાથીમત્તાના પરાજયને લગતી તમારી માન્યતાને માથે જ અવલંબી રહ્યો છે ?'

જવાબ : ' . ..ના, એ વાત જરાય સાચી નથી. એથી ઉલટો, 'હરિજન' મા તો, મારા તરફથી, હમણાં જ, એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે, અંગ્રેજને હરાવવાનું કામ જરાય સહેલુ નથી. તે પરાજયને ઓળખતો નથી.

[ 'હરિજન,' જુન ૭, ૧૯૪૨ : પાનુ ૧૭૭ મુ ]

'કોઈ એક પ્રજાને હાથે, અથવા તો પ્રજાનાં જોડાણો વડે, અમેરિકાની ચઢિયાતી આર્થિક તાકાતને, કુશાગ્ર બુદ્ધિને અને વૈજ્ઞાનિક શકિતને પરાજય આપવાનું કામ જરાય સહેલુ નથી.'

[ 'હરિજન': ૭ મી જુન ૧૯૪૨ : પાનું ૧૮૧ મું ]

૨૨ આ આરોપનો એક બીજો સંપૂર્ણ જવાબ શ્રી. મીરાબહેન પરના મારા એક પત્રમા પડયો છે. આ પત્ર ઉભા ઉભા જ લખાવવામા આવ્યો હતો. એ પત્રની પ્રસિદ્ધિની તો કલ્પનાય નહોતી. મીરાબહેનને લાગ્યુ હતુ કે દેશને માથે જાપાની હુમલો ઝઝૂમતો હતો. અને મીરાબહેનને એમ પણ લાગ્યું હતુ કે દેશમાં આવનારા જાપાનીઓની કૃપા ઠેક સહેલી જ થશે. એ પ્રસંગે તેમણે મને કેટલાક સવાલો પૂછ્યા હતા. મે આપેલા જવાબોમાં મારું વલણ ચોખ્ખું પડયું છે.

આ પત્ર મહાસભાના મંત્રીમંડળની અલ્હાબાદની સભા પછીથી જ લખવામા આવ્યો હતો. સ્વ. શ્રી. મહાદેવને એ પત્ર

મેં ઉતગવ્યો હતો. મૂળ પત્ર શ્રી. મીરાબહેનના કબજામાં પડયો છે. મને ખબર છે કે આ પત્રની નકલ તેમના તરફથી, અહિંથી જ, ના. વાઈસરૉય પર મોકલવામા આવી હતી. આ પત્રની પ્રસિદ્ધિની વિનંતિ પણ શ્રી. મીરાબહેન તરફથી કરવામા આવી હતી પણ શ્રી. મીરાબહેનના આ પત્રની તો પહોચ સુદ્ધા પણ સ્વીકારવામાં આવીજ નથી. આશા રાખુ કે વાચ્યા સિવાય તો તેને દફતરમા બાધવામા આવ્યોજ નથી.

૨૩ અલ્હાબાદ મોકલાયલા મારા ઠરાવના ખરડાને લગતા રંગીન વર્ણન સામેના કેટલાક ફકરાઓની હુ અહિ રજૂઆત કરૂ છું—એમ બતાવી આપવા માટે કે, મહાસભા સાથે સબધ ધરાવતી દરેક વાતો પરત્વે, મહાસભાને હણવા સિવાય, બીજો ઈરાદો તો, પુસ્તિકાના લેખકે જરાય સેવ્યો જ નથી.

'હિંદુસ્તાનનો બચાવ કરવાને બ્રિટન અશક્ત જણાય છે' એ ઉલ્લેખ પછીથી આવો ઉલ્લેખ કરવામા આવ્યો હતો :

'ઈગ્લાંડ જેટલું પણ કરે છે, એ બધુ, સ્વાભાવિક રીતે જ, તે પોતાના બચાવને માટે જ કરતુ જણાય છે. હિંદ અને ઈંગ્લાંડના સ્વાર્થો વચ્ચે તો એક સનાતન ઘર્ષણ પડયું છે. એટલે બચાવને લગતા તેઓના સ્વાર્થો પણ, સ્વાભાવિક રીતે જ, મહતર જુદા જ હશે

" હિંદુસ્તાનના રાજદ્વારી પક્ષોમા ઈંગ્લાંડને વિશ્વાસ નથી. હિંદુસ્તાનની સેના તો હિંદુસ્તાનની ગુલામી કાયમ રાખવાને માટે જ નભાવાઈ રહી છે. જનતા સાથેનો એ સેનાનો કોઈ સંપર્ક નથી. અને એ સેનાને જનતા પોતાની સેના તરીકે તો માનતી જ નથી."

"અવિશ્વાસની આ નીતિ, હજુ પણ, ચાલુ જ રહી છે. એજ કારણ છે કે, હિંદના રાષ્ટ્રીય બચાવનું કામ હિંદુસ્તાનના ચૂંટાયલા પ્રતિનિધિઓના હાથમાં તો સોંપવામાં આવતું જ નથી."

૨૪: ત્યાર પછીથી, મારા ખરડામાંના આ વાકયોનો ઉલ્લેખ થયો છે. હિંદુસ્તાન આઝાદ થશે કે તેનું પહેલું કામ તો જાપાન સાથેના સંદેશાઓ શરૂ કરવાને લગતું જ હશે." પણ આ વાકય એકલું વંચાય નહિ. નીચેના પારીગ્રાફોની સાથે જ એ વાકય વંચાવું ઘટે છે.

• "આ સમિતિ જાપાનને ખાત્રી આપવાની ઇચ્છા કરે છે કે, જાપાનની સાથે કે કોઈ પણ પ્રજા સાથે, હિંદુસ્તાનના દિલમાં તો, કોઇ પણ પ્રકારની દુશ્મનાવટ વસતી જ નથી.

'કોઇ પણ પરદેશી પ્રજાનું સ્વામીત્વ હિંદુસ્તાનને જોઇતું નથી. હિંદુસ્તાનની આઝાદીની લડાઇમાં, હિંદુસ્તાનને કોઇ પણ પરદેશી સરકાર તરફથી લશ્કરી સહાય જોઇતી નથી.

'હિંદુસ્તાનનું સ્વરાજતો હિંદુસ્તાનની અહિંસક તાકાદમાંથીજ ઉભું થશે, અને એ તાકાદથી જ નભતું હશે.

' એટલે સમિતિ આશા રાખે છે કે, હિંદુસ્તાનને લગતી કોઇ પણ યોજના જાપાન ઘડે જ નહિ.

'તેમ છતાં પણ જાપાન જો હિંદુસ્તાન પર હુમલો કરે અને હિંદની આઝાદીની અપીલ ઉશ્કાક સાંભળે નહિ તો, આવનારી જાપાની સેના સાથે હિંદુસ્તાન અહિંસક અસહકાર ધારણ કરે. આક્રમણ કરનારાઓને સહકાર આપવાનું આક્રમણ વેઠનારાઓનું કામ નથી. તેઓની ફરજ છે કે તેઓ સંપૂર્ણ અસહકાર ઉભો કરે.'

'અને અહિંસક અસહકારના આ સાદા સિદ્ધાંતો સમજવાનું કામ જરાય મુશ્કેલ નથી:

'(૧) આક્રમણ લઈ આવનારને ચરણે આપણે ઝુકીએ નહિ, તેઓના ફરમાનો આપણે માનીએ નહિ.

'(૨) આક્રમણ કરનાર માનવીઓ પાસેથી આપણે કોઈ પણ ઉપકાર માગીએ નહિ, તેની લાલચમાં આપણે ફસીએ નહિ અને તે છતાય, તેના પ્રત્યેનું કંઈ પણ વેર આપણે સેવીએ નહિ

'(૩) આપણા ખેતરોનો જો તેઓ કબ્જો કરવાની ઈચ્છા કરે તો, તેના એ પ્રયાસનો સખ્ખત સામનો કરીને મરતા પર્યંત પણ, આપણું ખેતર આપણે છોડીએ નહિ

'(૪) આક્રમણ લાવનાર કોઈ દરદનો ભોગ બને, તે મરતો જણાય તે તરસ્યો બને તો તેની વ્હારે ચડવાનો ઈનકાર આપણે કરીએ નહિ.

(૫) જે જગ્યાઓ પર અંગ્રેજ અને જાપાની સેનાઓ લડતી હશે એ જગ્યાઓ પરનો આપણો અસહકાર નાકામીઆબ થશે, બિનજરૂરી પણ હશે.

અંગ્રેજ સરકાર સાથેનો આપણો અસહકાર આજે તો મર્યાદિત રહ્યો છે તે જ્યારે, રીતસર, લડતી હશે, તે વેળાના તેની સાથેના આપણા અસહકારથી તો જાપાનનો ગઢ વધુ ખુલ્લો થશે. એનો અર્થ આપણો દેશ જાપાનીઓને હાથે કરીને સોંપવા જેવો થશે એટલે અંગ્રેજ સેનાના માર્ગમા આપણે કોઈ પણ અંતરાય મૂકીએ નહિ

'તે સાથે, અંગ્રેજોને પણ, આપણે કોઈપણ પ્રકારનો સહકાર આપીએ નહિ. તેઓનું આજનું વલણ તો સુસ્પષ્ટ જ

જણાય છે કે, આપણી ખિનદરમિયાનગીરી સિવાયની કોઈપણ સહાય તેઓને ખપતી નથી.

'આપણી સહાય તેઓને ગુલામો તરીકે જ ખપે છે– જે વાત આપણને હરગીજ મંજુર નથી.

'જાપાન પ્રત્યેનો આપણો અસહકાર તો માત્ર થોડાક માનવીઓને જ સ્પર્શતો હશે. અને તે સંપૂર્ણ અને સંગીન હશે તો જ તેની સફળતા પણ સાચી જ થશે. પણ હિંદુસ્તાનની બીજી લાખ્ખો માનવીઓની જનતાને માટે તો, રચનાનું કામ એકલું જ, સાચું હશે.

'તે સિવાય આખી પ્રજા પોતાની દીર્ઘનિદ્રામાંથી જાગનાર નથી.

'અંગ્રેજો રહે કે જાય. બેકારી દૂર કરવાનું કામ આપણે પહેલું કરો. ગરીબો અને તવંગરો વચ્ચેનું અંતર આપણે ઓછું કરો. કોમી એકતાની આપણે સ્થાપના કરો. અસ્પૃશ્યતાનું પાપ આપણે ઓછું કરો. અને ડાકુઓને સુધારીને જનતા પરનો તેમનો ભય આપણે ઓછો કરો.

'આ રચનાત્મક કામમાં રસલેવાને હિંદુસ્તાનનાં લાખ્ખો માનવીઓ જો તૈયાર નથી, તો પછી, આઝાદી તો સ્વપ્નું જ થશે અને અહિંસક અથવા તો હિંસક ઉપાયથી પણ, તેની પ્રાપ્તિ દુર્લભ થશે.'

આ ફકરાઓ જોયા પછીથી ખુલ્લું થશે કે, મારા પરનો અથવા તો મહાસભાના મંત્રીમંડળ સામેનો, જાપાનીઓના પક્ષના અથવા તો અંગ્રેજોની સામેના વલણનો આરોપ સાચો નથી.

એથી ઉલટું, આક્રમણકારોના તો મજબૂત સામનાની વાત જ અમારી તરફથી કરવામાં આવી હતી. બ્રિટિશ હથિયારો પ્રત્યેની અમે ખાસ સંભાળ સેવી હતી.

પણ બ્રિટનના સામ્રાજ્યવાદ પ્રત્યેના મારા વિરોધની સાબિતીઓ શોધવાની જ જો તજવીજ હોય તો, એ તજવીજ કામની નથી. સામ્રાજ્યવાદ સામેનો મારો વિરોધ તો મારા અનેક લખાણોમાં ઉઘાડો જ પડયો છે,

૨૫ : ગયા ઓગસ્ટની ૭ મી અને ૮ મી તારીખે મેં આપેલા હિંદી વ્યાખ્યાનોમાંથી થોડાક ઉતારાઓ આપીને આ વિષય હું પૂરો કરું :

'અંગ્રેજો તરફના આપણા વલણનો વિચાર પણ આપણે કરવો ઘટે. હું જોઈ શકું છું કે લોકોના દિલમાં અંગ્રેજો પ્રત્યેનો ધિક્કાર આજે ઉછળી રહ્યો છે.

'લોકો કહે છે કે, અંગ્રેજોની રીતભાતથી તેઓ ત્રાસી ગયા છે. અંગ્રેજ પ્રજા અને ઇંગ્લાંડનો સામ્રાજ્યવાદ, એના વચ્ચેનો ભેદ લોકો ગણતા નથી. લોકો તો આ બંનેને એક જ ગણે છે.

'અંગ્રેજો પ્રત્યેના આ ધિક્કારને કારણે જનતા જાપાનીઓને વધાવવાને પણ તલસતી જણાય છે. આ વાત ભયાનક ગણાય. એનો અર્થ તો એ જ થશે કે એક માલિક જશે ને બીજો સ્થાપિત થશે.

'આ લાગણી આપણે કેડવી ઘટે. આપણી તકરાર અંગ્રેજ જનતા સાથેની નથી. ઇંગ્લાંડના સામ્રાજ્યવાદના વિનાશ સિવાયની આપણી લડાઈ બીજી એક પણ નથી.

'અગ્રેજ સત્તાને હિંદમાથી વિદાય લેવાની કરાયેલી સૂચના રોષ ક્રોધમાથી જન્મી નથી આજની અણીની ઘડીએ હિંદુસ્તાન પોતાનો ભાગ બરોબર ભજવી શકે એ સિવાય એ સૂચનાનો કોઈ હેતુ નથી હિંદુસ્તાન જેવુ વિરાટ રાષ્ટ્ર જેમ તેમ કરીને મેળવાયલા નાણા અને અન્ય સામગ્રીઓ આપીને જ માત્ર બેસી રહે એ બનતુ નથી

પણ ચાલતી લડાઈ આપણી જ છે એમ આપણા દિલને જ્યા સુધી લાગતુ નથી ત્યા સુધી જનતામાથી ખરા શૌર્યનો અને ખરા સ્વાર્પણનો ઝળકાટ તો જાગતો જ નથી

'આપણા આપભોગ સામે ઉભવાની બ્રિટિશ સરકારની તાકાદ નથી આપણા સ્વાર્પણ સામે પણ આપણુ સ્વરાજ અટકાવવાની કોઈની તાકાદ નથી

ધિક્કારની લાગણીતો આપણે છોડવી જ ઘટે મારા દિલમા તો ધિક્કાર વસતો જ નથી ખરી રીતે તો, અગ્રેજોના વધુ સાચા મિત્ર તરીકે જ, આજે, હુ જીવતો પડયો છુ

'એનુ એક કારણ એ છે કે અગ્રેજો આજે દુખમા પડયા છે મારી મિત્રાચારીનો ધર્મ બને છે કે મારા મિત્રોને ભૂલમાથી બચાવવાનો પ્રયાસ મારે કરવો જ ઘટે

'મને તો લાગે છે કે ઈગ્લાડ આજે એક ભયાનક આફતને આરે જ પડયુ છે તેઓને ચેતવવાનો મારો ધર્મ બને છે જોખમ સામે મારી આગળી તો મારે ચીંધવી જ ઘટે છે— ભલે મૈત્રિની ભાવનાથી લબાયલા મારા હાથનો તેઓ તુચ્છકાર કરે

લોકો ભલે હસે, મારો દાવો તો મારે બોલવો જ ઘટે.

"મારા જીવનની સૌથી મહાન લડત વેળાએ, કોઈની સામેનો કોઈ પણ પ્રકારનો તિરસ્કાર મારા દિલમાં સંઘરી રાખવાની મારી મરજી નથી. મારા વિરોધીઓની મૂંઝવણોનો લાભ ઉઠાવવાની પણ મારી મરજી નથી. એવા ફટકાઓ બજાવવાનો વિચાર તો મારા હૃદયને ઘૃણાની લાગણીઓથી જ છલકાવી રહે છે.

'હું માનુ છું કે તમારી આખ સામે, એક વાત તો, સદાય ઉભી જ રહે. માનશો નહિ કે અંગ્રેજો લડાઈ હારી જશે. બાયલાઓની જમાતો ઈંગ્લાંડમાં વસતી નથી. પરાજય સ્વીકારવા કરતાં તો તેઓ અંત પર્યંત, ઝૂઝી જશે

'પણ, ધારો કે, વ્યૂહની દૃષ્ટિએ બ્રહ્મદેશ, મલાયા અને સિંગાપુરની રીતે અંગ્રેજોને હિંદુસ્તાન પણ છોડવું પડે. આપણી દશા એવે પ્રસંગે, કેવી થશે ?

'જાપાનીઓ હિંદુસ્તાન પર આક્રમણ કરીને ઉભા હશે. અને આપણી તૈયારીઓ તો ઓછી જ હશે.

'જાપાનીઓ હિંદુસ્તાનને ભરખી શકે તો ચીન અને કદાચ, રશિયાનો અંત પણ, આવી જ પડે. રશિયા અને ચીનના પરાજયના હથિયાર બનવાની મારી ઈચ્છા નથી.

'આજે જ, પંડિત જવાહરલાલ નહેરૂ રશિયાની દર્દનાક કથાની વાત મારી સમક્ષ કરતા હતા. જવાહરલાલ વ્યાકુળ હતા. જવાહરલાલે દોરેલી તસ્વીર હજુ મારી આંખમાં વસે છે.'

'મારૂં દિલ વિચારમાં પડે છેઃ 'રશિયાને અને ચીનને સહાય આપવાને હું શું શું કરૂં ?'

"અંતર જવાબ આપે છે : તું તો આજે ત્રાજવામાં જ પડયો છે. તારો જોખ ચાલી રહ્યો છે. તારી પાસે તો અહિંસાનું

રામબાણ પડયું છે. તેનો પ્રયોગ તું કેમ કરતો નથી? તારી શ્રદ્ધા કયાં ઉડી ગઇ છે?'

'અંગ્રેજોની વિદાયને લગતો મારો વિચાર આ વેદનામાંથી જાગૃત થયો છે.'

'આજે તો, અંગ્રેજોનાં દિલ, કદાચ રોષથી પણ, છલકાતાં હશે. કદાચ, તેઓ મને તેમનો દુશ્મન પણ ગણતા હશે. પણ કોઇક દિવસે તેઓ જરૂર કહેશે કે હું તો તેઓનો ભેરુ જ હતો.'

૮ મી તારીખના મારાં વ્યાખ્યાન દરમીઆન, ચીનને લગતી ચિંતા વ્યકત કર્યા પછીથી, મેં જણાવ્યું હતું કે:

'એટલે, આઝાદીની હું, હમણાં ને હમણાં જ, માગણી કરૂં છું—બની શકે તો આજે જ રાત્રે, પરોઢ પહેલાં.'

'કોમી એકતા સ્થપાતા પર્યંત આઝાદીની વાત હવે અટકાવાય નહિ. એ એકતા આવશે નહિ તો, આઝાદીની સ્થાપના માટેના વધુ ભોગોની જરૂર ઉભી થશે, અને એ સ્થાપના વડે આઝાદીનું કામ વધુ મહેલું થશે.

'મહાસભાનો રાહ તો ચોખ્ખો જ પડયો છે. કાંતો તે આઝાદી પ્રાપ્ત કરે, અથવા તો પૃથ્વીના પડ પરથી તે ઉખડી જ પડે. જે આઝાદીની મહાસભા માગણી કરે છે, એ આઝાદી મહાસભાવાદીઓની એકલાની જ નથી, એ તો છે આખાય ભરતખંડની.'

અને ૮ મી તારીખના મારા અંગ્રેજી ભાષણમાંના કેટલાક ફકરાઓની હું રજૂઆત કરૂં:

'અહિંસક રીતે હિંદુસ્તાન પોતાની આઝાદીની માગણી કરે છે. આ માગણી પ્રત્યે માથી સત્તા જો દુર્લક્ષ કરશે તો તેને માથે એક મોટી ભૂલનો ભાર ખડકાઇ જશે.'

'પગે પડીને હિંદુસ્તાન આઝાદીનું પુરાણું કરજ ભરી આપવાની માગણી કરે છે. આ માગણીનો જો તુચ્છકાર થશે તો ચીન અને રૂમને માથે એક ગંભીર ફટકો લાગી જશે.

'આજની ઘડીએ સરકારને ન મૂંઝવવાની મહાસભાની નીતિની ઘડનામાં તો હું જ કારણભૂત બન્યો છું. અને છતાં, આટલી કડક ભાષા મારે આજે વાપરવી પડે છે. પણ સરકારને ન મૂંઝવવાનો અર્થ હિંદુસ્તાનનું સ્વરાજ ખોઈ નાખવાનો તો ઓછો જ હશે.

'ડૂબતા માણસની ગર્દન દબાવી રાખનારા માનવીના પંજામાંથી છૂટવાનો તરફડાટ કરવાના ડૂબતા માનવીના અધિકારનો ઇન્કાર કોણ કરે છે? એટલે આપણી આજની વાતો અને ગઇ કાલની જાહેરાતો વચ્ચે ફેર ગણવાનું કોઈ કારણ નથી.'

'ઇંગ્લાંડ જેવી પ્રજાસત્તાઓની અનેક મર્યાદાઓ છતાં ય, ફાસીવાદ અને પ્રજાવાદ વચ્ચેનો ભેદ, મેં, સદાય, માન્ય કર્યો છે. અને જે સામ્રાજ્યવાદ સામેની માગી આજની લડાઇ ઉભી થઇ છે, એ સામ્રાજ્યવાદ અને ફાસીવાદ વચ્ચેનો ભેદભાવ પણ મેં મંજૂર કર્યો છે.'

'હિંદુસ્તાનમાથી ઇગ્લાંડ આજે કયા પ્રકારની સહાય મેળવી રહ્યુ છે? પોતાની બેડીઓમા પડેલા હિંદુસ્તાન પાસેથી જ ઇગ્લાંડ આજે પોતાથી બનતી સહાય મેળવી રહ્યુ છે.

'હિંદુસ્તાન ઇગ્લાંડના આઝાદ ભેરૂ તરીકે આજે જો રણમા પડે તો એ પરિસ્થિતિનો ફરક કેટલો પડે? આપવાનુ જ હોય તો આ સ્વરાજ ઇંગ્લાંડે, આજ ને આજ, આપવુ ઘટે છે. હિંદુસ્તાનને હાથે આ સ્વરાજનો ઉપયોગ રશિયા અને ચીનવાળી સાથી સત્તાના વિજયને માટે જ થશે.

આમ થશે તો બર્મા માર્ગ, વળી પોછો, ખુલ્લો થશે, અને રશિયાને સંગીન સહાય આપવાનો માર્ગ પણ, હિંદની આઝાદી હાર, વધુ ખુલ્લો થશે.

'બ્રહ્મદેશની ધરતી પર, અથવા તો મલાયામાં, છેલ્લા માનવી પર્યંત ઇગ્લાંડે પોતાનો પ્રાણ પ્રાથર્યો નહિ. એને બદલે, એ પ્રદેશો ઇગ્લાંડે 'મહાન નીતે' ખાલી કર્યા.

'પણ એવી પીછે હઠ કરવાનું કામ મારાથી બનનાર નથી. મારે માટે તો જવાનુ કોઇ ઠેકાણુંય નથી, ૪૦ કરોડ માનવીઓ સાથે, હિંદ ખાલી કરીને, હુ કઇ દુનિયા ભણી પાછો હઠું ?'

જગતની આઝાદીને ખાતર હિંદુસ્તાનની ગુલામ જનતાને સળગાવવાનું કામ શી રીતે બને ? હિંદુસ્તાનનાં માનવીઓમાં આજે તો કોઈ જીવ જ નથી. તેઓનો પ્રાણ પરવારી ગયો છે.

આ માનવીઓની આંખનાં મરી ગયેલાં ચણિયારાં ફરી ચમકાવવા માટે આઝાદીની જરૂર તો પહેલી જ હશે. અને એ આઝાદી આજે જ મળવી ઘટે. આવતી કાલે નહિ.

'એટલા માટે, મહાસભા વાદીઓ 'કરેંગે યા મરેંગે' નો મંત્ર ધારણ કરે.'

આ અવતરણો મારી સ્થિતિની ચોખવટ કરે છે. એ અવતરણો બતાવી આપે છે કે, બ્રિટિશ સત્તાની વિદાયનો નાદ મેં શા સારૂ ગાજતો કર્યો. આ અવતરણો બતાવી આપે છે કે, મારાં આંદોલનનો મૂળ પાયો તો અહિંસાનો અને આપમોગનો જ હતો.

૨૧: બ્રિટિશ સત્તાની વિદાય છતાં ય, સાથી સત્તાના સૈનિકોને હિંદમાં રહેવા દેવાની મારી તત્પરતા પિછાનતાં લેખકને

કઈક મૂઝવણ પડે છે. પણ તેમનુ હૃદય જો ખુલ્લુ જ હતું તો આ મૂઝવણ તો ખરે જ ઓછી હતી.

મારો ખુલાસો તો ઉઘાડો જ પડયો છે ચોખ્ખા પુરાવાઓ સિવાય મારી સચ્ચાઈની શકા કરવાનુ કાંઈ કારણ નથી હું પણ ભૂલોથી જ ભરેલો માનવી પડયો છુ અને સામાન્ય માનવી કરતા વધુ બુદ્ધિનો દાવો મારા તરફથી કોઈ વાર કરવામા આવ્યો નથી

૨૭ : રાજાજી તરફથી એક મુશ્કેલી રજૂ કરવામા આવી હતી. ઇગ્લાંડના હાથમાની હિદની ગજદારી સત્તા સિવાયની હિદમા રહેનારી બાથી સત્તામાથી તો અગ્રેજ સરકારનુ એક ભૂડામા ભૂડુ સ્વરૂપ હિદમા જાગૃત થશે પુસ્તિકાના લેખક કહે છે કે રાજાજીએ દર્શાવેલી આ મૂઝવણને લગતો 'સતોષકારક ઉકેલ' તેમના તરફથી (મારા તરફથી) જાહેર કરવામા આવ્યો નથી. એટના માટે લેખકે માની લેવાનો જ નિર્ણય કર્યો છે કે, આ ખુલાસો 'ખાનગી' રાખવાનો નિર્ણય મારા તરફથી કરવામા આવ્યો હતો આમ કરીને લેખક આગળ વધે છે કે.

'આ સવાલને લગતા ગાધીજીના અગત ઉકેલને લગતી, આપણે તો, માત્ર, અટકળો જ કરવી રહી પણ ઉપરની પરિસ્થિતિમાથી એક ખુલાસો આપણા ધ્યાનમાં ચડે છે

'બનવાજોગ છે કે અમેરિકાનો લોકમત જીતવા માટે જ આવી કબૂલાત શ્રી. ગાધીએ આપી હશે અને બનવાજોગ છે કે, મહાસભાના મત્રીમડળના સભ્યોને પણ તેમણે થાપ આપી હશે.

'પણ શ્રી૦ ગાધીની દિલની એ યોજના તો ચોખ્ખી જ હતી—જેને પરિણામે, કાં તો, હિંદમાંનો બાથી સત્તાનો આવો

વસવાટ અર્થહીન બને, અથવા તો, સાથી મત્તાના સૈનિકોને હિંદની ધરતી છોડવાની જરૂર જણાવી જ પડે '

સમજાતુ નથી કે આ સૂચન કઈ કક્ષામાં મૂકી શકાય માની જ લઉ છું કે, લેખકે કહેલુ 'ખાનગી' તો, મત્રીમડળના સભ્યો પાસેથી પણ, ખાનગી જ રાખવાનું હતુ નહિતર તો, મત્રીમડળના સભ્યો પોતે પણ, સાથીસત્તા પર લાદવામા આવનારી દગાબાજીમા સામેલ ગણાય

પણ આવી દગાબાજીમાથી તો બીજાણુ પરિણામો જ જાગી પડે ધારો કે, હિંદમાની અગ્રેજ સત્તા સદતર આથમી ગઈ છે. અને ધારો કે, આઝાદ હિંદની સરકાર સાથેના કરારનામા અનુસાર સાથીસત્તાના સૈનીકોએ હિંદુસ્તાનમા વસવાટ કર્યો છે

આ ધારણામાથી એક વધુ ધારણા જાગતી જણાય છે—સાથીસત્તાના સૈનિકોનો હિંદમાનો વસવાટ સ્વેચ્છાપૂર્વક કરાયલા કરારનામા અનુસાર થયો છે અને હિંદની આઝાદીની છડેચોક સ્વીકારેલી જરૂરને પરિણામે જ થયો છે

અને વધુ ધારો કે, મારૂ આ 'રહસ્ય' તો મારા પોતાના દિલના ખાનગી ખૂણામા જ સચવાઈ રહ્યું છે આઝાદી, આવ્યા પછીથી, એકાએક, એ 'રહસ્ય'ની, મારી એ 'ખાનગી વાતની આઝાદ હિંદની સરકાર સમક્ષ હું જાહેરાત કરૂ છુ અને આઝાદ હિંદની સરકાર મારી એ યોજના પાર પાડવાની તત્પરતા પ્રદર્શિત કરે છે તો આ પરિસ્થિતિનુ પરિણામ કેવુ બને ?

સાથી મત્તા પાસેની લશ્કરી તાકાદ તો ત્યારે પણ મોજૂદ હશે ઓછામા ઓછુ, સાથી મત્તાનું પહેલુ કામ તો, મારૂ મસ્તક ડૂલ કરવાનું જ બને તે પછીથી તેનો રોષ આઝાદ હિંદુસ્તાનની

સરકારને માથે ઠલવાઈ પડે. અને હિદુસ્તાનની જે આઝાદી તનવારની ધારથી નહિ, પણ સાચી સમજના દમાણપૂર્વક સ્થાપવામા આવી હતી એ આઝાદી ગઈ કાલની ગુજરી બને

એ રીતે નવેસરથી ખોવાયની આઝાદી ફરી આવતી અટકાવવા માટે સાથી સત્તા પોતાના બધાય પ્રયાસોને બળવત્તર કરે

પણ આ વિચારધારાને વધુ લ બાવવાનો માર હુ જોતો નથી લેખકનુ સૂચન જો સાચુ જ હશે તો, એનો અર્થ તો એટલો જ હશે કે, અમે બધા તો કાવત્રાબાજો જ હતા વતનની આઝાદીનો તમન્ના અમારા દિલથી અતિ છેરી હતી, જનતાના હિતની પરવા અમારામાથી ગેરહાજર હતી અને અમારા નાનકડા સ્વાર્થોના વિચારમાં જ અમે બધા મશગૂલ હતા

૨૮ મારા પર 'છૂપા હેતુ'નુ આરોપણ કરવા માટે, રાજાજીએ ચીંધેલી જે મુશ્કેલીનો પુસ્તિકાના લેખકે, આટલા બધા ભારપૂર્વક, ઉલ્લેખ કર્યો છે એ મુશ્કેલીનો ઉલ્લેખ તો મારા એક બી ન ચર્ચાપત્રી તરફથી પણ કરવામા આવ્યો હતો આ ઉલ્લેખનો મારો જવાબ ૧૯મી જુલાઇ, ૧૯૪૨ના 'હરિજન'માં, ૨૩૨-૩૩મા પાનાઓ પર, કરવામા આવ્યો હતો પશ્નોત્તર રૂપે એ લેખ પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો

પુસ્તિકાના લેખકે કરેલા અરકચાળા સૂચનોને લગતા મારા જવાબના અનુસધાનમા આ લેખની હુ અહિ, વિના સકોચે, રનૂઆત કરૂ છુ

સવાલ પહેલો એકજ ક્ષેત્રમાં હિસા અને અહિસા ન્તે એક સાથે ચ લે નહિ તો પછી હિદુસ્તાનની જ ધરતી પરથી, આથી

સત્તાના સૈનિકો દ્વારા, જાપાન સામે ખેલાતી લડાઇ વચ્ચે, જાપાનનો અહિંસક સામનો કરવાનુ કામ તો ક્યાંથી જ બને ?

જવાબઃ આ સવાલની શંકા ખોટી નથી અને આ વાતનો મેં, આજ પૂર્વે, ઉલ્લેખ પણ કર્યો છે. આઝાદ હિંદ સાથી સત્તાના સૈનિકોની હાજરી ચલાવી, નભાવી રહે છે એ વાત તો, તે તેની કેટલીક મર્યાદાઓને જ કારણે ઠરે છે.

અહિંસામાંની પોતાની શ્રદ્ધાનો દાવો હિંદુસ્તાનની આખી જનતા તરફથી તો, કોઇવાર, કરવામાં આવ્યો જ નથી. અને કોઇપણ સબળ સેના સામે સફળતાપૂર્વક ઉભવા માટે ખપતી અહિંસા પ્રજામાં હજુ પ્રકટીય નથી.

આવી અહિંસા પ્રજામા જો વ્યાપેલી હોત તો, ગુલામી ફીટીને હિંદુસ્તાનની આઝાદી, ક્યારની, જાગી જ હોત. પરદેશી સેનાને હિંદમાં રહેવા દેવાનો સવાલ તો જાગત નહિ. અને મારી માગણીની નવીનતા વિસરાય પણ નહિ.

આઝાદ હિંદના હાથમાં સત્તા બદલી આપવાની સૂચના બ્રિટનને કરવામા આવી નથી. હિંદના કોઈપણ ચોક્કસ પક્ષને સત્તા સોંપી દેવાની વાત ઇગ્લાંડ સમક્ષ ધરવામાં આવી નથી. સંપનું બળ હિંદુસ્તાનની જનતામાં હજુ આવ્યું નથી.

એટલે મારી માગણીનો આધાર કોઇ દાખવી શકાય એવી તાકાદને માથે માડવામા આવ્યો નથી. હિંદુસ્તાનની તાકાદનો સવાલ તો મારી માગણીમાં રહેતો જ નથી. મારી વાતતો ન્યાયનીજ આગણીની રહે છે.

'મારી મિલ્કતની જપ્તી અન્યાયી હતી. અને એ અન્યાય ટાળવા માટે, મારી મિલ્કત મને પાછી સોંપવાની ઇગ્લાંડ સમક્ષ હું માગણી કરું છું.

એ મિલ્કત સાચવી રાખવાની મારી શક્તિને લગતો વિચાર કરવાનું કામ ઈંગ્લાંડનું નથી.

એટલા માટે જ, મારી માગણીના સંબંધમાં મેં અંધાધુંધીનો પણ ઉલ્લેખ કર્યો છે.

હિંદુસ્તાનની આઝાદી દ્વારા ઈંગ્લાંડની નૈતિક તાકાદ વધુ જામી જશે. અને ઈંગ્લાંડની આ નૈતિક તાકાદ–દ્વારા તેના વિજયનો ડંકો જરૂર વાગી જશે.

હિંદુસ્તાન સિવાય, લડવાનું કારણ ઇંગ્લાંડ જાણે કે નહિં, એ સાથે મને નિસ્બત નથી. હું તો એટલું જ જાણી શકું કે હોડમાં મૂકાયલું નામ આજે હિંદુસ્તાનનું નથી.

મારી પ્રમાણિકતા અને મારા વટને ખાતર, મારી માગણીમાં વસતી ઉણપોનો ઉપાય તો મારે યોજવો જ. ઘટે હિંદુસ્તાનની ધરતી પરથી સાથી સત્તાની સેનાને ખસેડી લેવાની માગણીને પરિણામે સાથીસત્તાનો પરાજય જો નિશ્ચિત બને તો, મારી માગણીને અપ્રમાણિક માગણી તરીકે ગણી કાઢવાની વાત જરૂર ઉચ્ચારી શકાય.

આજની માગણી તો સંજોગોના દબાણથી જ ઉભી થઈ છે. અને એની મર્યાદાઓ, એની ઉણપો ઉઘાડી પડી છે.

કબુલ કરૂં છું કે, હિંદની ધરતી પરથી સાથી સત્તાના સૈનિકોદ્વારા ખેલાતી લડાઈને કારણે, અહિંસક સામનાનો અવકાશ વધુ રહેશે નહિ. અને આવો અવકાશ આજે છે પણ નહિ. સૈનિકો અમારા પર સર્વોપરિપદ આજે ભોગવી રહ્યા છે. પણ મારી માગણી તળે તો તેઓની પ્રવૃત્તિઓ રાષ્ટ્રની શરતો અનુસાર જ ચાલતી હશે.

સવાલ બીજો : હિંદમાં રહેનારા માથી મત્તાના સૈનિકો પગની મત્તા તો માથી સત્તાના મરદારોની જ હશે. આવા સૈનિકોની હાજરી તળે ચલાવાતી આઝાદીનો મ તોષ હિંદુસ્તાનને કેટલોક હશે ?

જવાબ : હિંદની આઝાદીને લગતી બ્રિટનની જાહેરાત જો માથી જ હશે તો, માથી મત્તાના સૈનિકોની હાજરી માત્રથી જ, હિંદની આઝાદીની ભાવના પર કોઈ પણ અનિચ્છનીય અસર પડનાર નથી. ગઈ લડાઈ વેળાએ ઇંગ્લાંડના સૈનિકો ફ્રાન્સની ધરતી પરથી ઝુઝતા હતા. ફ્રાન્સની આઝાદીને એથી કઈ અનિચ્છનીય અસર પહોંચી હતી ?

મારો ગઈ કાલનો શેઠ આજે મારો મમોવડિયો બને, અને મારી શરતો અનુસાર મારા ઘરમા તે વસવાટ કરે તો, તેથી મારી સ્વતંત્રતા આડે કોઈ પણ અંતરાય આવવાનો મ ભવ હું જરા ય જોતો નથી. કદાચ, એવું ય બને કે, મેં મંજૂર કરેલી તેની એવી હાજરી મને લાભપ્રદ પણ બને

સવાલ ત્રીજો : હિંદની આઝાદ સરકાર સાથેની 'સંધિ'ની શરતો તો ફાવે તેવુ સ્વરૂપ ધારણ કરે, પણ હિંદુસ્તાનના 'બચાવ' માટે સાથી મત્તાના સૈનિકો જો લડાઈમાં ઝુઝતા હશે તો, હિંદીઓને ભજવવાનો ભાગ તો, નથી લાગતુ કે, ઘણોજ ઓછો જ હશે ?

જવાબઃ મારી યોજના, આ સૈનિકોની હાજરી, હિંદુસ્તાનના બચાવને માટે અથવા તો તેની રક્ષાને ખાતર તો, માગતી જ નથી આ સૈનિકો સિવાય પણ હિંદુસ્તાનનો કારભાર ચલાવી લેવાને મેં તો ધારણા કરી છે.

જાપાનીઓ સામેનો અમારો અહિંસક બચાવ જરૂર યોજી શકાય. અને, કદાચ નસીબની જો યારી મળે તો તો, એવું ય બને

કે, સાથીસત્તાના સૈનિકો હિંદમાંથી ચાલ્યા ગયા પછીથી, અને જાપાની સૈનિકોને હિંદમાં ચલાવી લેવાની હિંદીઓની અનિચ્છા જાણ્યા પછીથી, હિંદુસ્તાન પર આક્રમણ કરવાનો જાપાનનો વિચાર ઓછોય બને.

પણ આ બધી વાતો તો માત્ર અટકળો જ હશે.

સવાલ ચોથો: ધારો કે, કોઇ નૈતિક દ્રષ્ટિથી નહિ પણ, એક રાજદ્વારી વ્યૂહરચના તરીકે જ, સાથી સૈનિકોની હિંદમાંની હાજરીને લગતી હિંદુસ્તાનની આઝાદ સરકાર સાથેની 'સંધિ' ઈંગ્લાંડ આજે મંજૂર કરે, પણ પાછળથી તે એ 'સંધિ'નો ઇન્કાર કરે તો, એ સૈનિકોને હિંદમાંથી ઉખેડવાનું હિંદુસ્તાનનું કામ શી રીતે બને ?

જવાબ: અંગ્રેજોની પ્રમાણિકતા તો આપણે ધારીએ જ છીએ. ઈંગ્લાંડને પોતાના વચનની જો કિંમત હશે તો આવો સમય તો આવશે જ નહિ.

છતાં ય, ઇંગ્લાંડ જો વિશ્વાસઘાતી જ પગલું ભરે, તો પછી, ઈંગ્લાંડના એ પગલાંને નષ્ટ કરનારી અહિંસક અથવા તો હિંસક તાકાદ તો હિંદમા હોવી જ ઘટે.

સવાલ પાંચમો: ધારો કે હિંદની 'આઝાદી'ને લગતી 'સંધિ' સુભાષબાબુ જાપાન અથવા તો જર્મની સાથે કરે, અને એ 'સંધિ' અનુસાર સાથી સત્તાના સૈનિકોને હિંદમાંથી હટાવવા ખાતર ધરીસત્તાના સૈનિકો હિંદુસ્તાન પર ચઢાઈ કરે—તો આ સ્થિતિની સરખામણી આગલા સવાલમાં કલ્પવામાં આવેલી સ્થિતિ સાથે કરાય કે કરાય જ નહિ ?

---

જવાબ: આ કાલ્પનિક સ્થિતિઓ વચ્ચે તો ઉત્તર દક્ષિણનું અંતર વસ્યું છે. મારી માંગણીનો સંબંધ તો હિંદના કબજાવાળા પક્ષની સાથે જ રહેલો જણાય છે. અને સુભાષબાબુના સૈનિકોનું આગમન તો, એ કબજાવાળા પક્ષને કાઢવા માટે જ યોજાયલું હશે.

હિંદુસ્તાનની આઝાદીનું કરજ જર્મનીને માથે નથી. સુભાષબાબુની રીત દ્વારા તો હિંદુસ્તાન ઓલામાંથી ચુલામાં જ પડે. હું માનું છું કે, ઉપરની બંને પરિસ્થિતિઓ વચ્ચેનો તફાવત હવે ખુલ્લો થશે.

સવાલ છઠ્ઠો: હિંદુસ્તાનની રક્ષાના સવાલને, મૌલાના સાહેબ તો, 'સશસ્ત્ર રક્ષા' તરીકે જ ઓળખતા જણાય છે. અને કોઈ સબળ શત્રુનો સશસ્ત્ર સામનો સ્વતંત્ર રીતે કરવાનાં સાધનો હિંદુસ્તાનના હાથમાં નથી. તો પછી હિંદુસ્તાનની ખરી આઝાદીનો અંજામ કેવો અને કેટલો હશે? અને હિંદુસ્તાનની રક્ષાનો વિચાર સશસ્ત્ર રક્ષાની રીતે જ જો કરવાનો હશે તો, માત્ર એક જ વાતનો ઉલ્લેખ કરીએ તો ય, પોતાની સ્વતંત્ર નૌકા સિવાય, અને સ્વતંત્ર જહાજી ઉદ્યોગ વિના, પોતાના ૪૦૦૦ માઈલ જેવડા વિરાટ કાંઠાનો બચાવ હિંદુસ્તાન શી રીતે કરે?

જવાબ: સૌ જાણે છે કે, મારી રીતે, રાષ્ટ્રના અહિંસક બચાવમાં મૌલાના આઝાદ માનતા નથી. મારી માગણીનો આધાર તો રાષ્ટ્રના અહિંસક બચાવને લગતી મારી શ્રદ્ધાને માથે જ મંડાઈ રહ્યો છે.

સવાલ સાતમો: ધારો કે ઇંગ્લાંડ હિંદુસ્તાનને આઝાદ રાષ્ટ્ર તરીકે જાહેર કરે, તો એવા આઝાદ હિંદદ્વારા, ચીનને આજે કેવી મદદ આપી શકાય?

જવાબ : આજે તો, સાથીમત્તાને સુઝ પડે છે એવી આડીઅવળી સહાયો જ ચીનને સાપડી રહી છે. પણ આઝાદ હિંદમાંથી તો ચીનને માણસો ય મળે ને સામગ્રી પણ મળે

એશિયાની પ્રજા તરીકે ચીન સાથે હિંદ એક સ્વાભાવિક સબંધથી જ સંકળાઈ રહ્યું છે—જે સાથી સત્તાને મળતુ નથી, અને જેનો લાભ ખાટવાની શકિત સાથીસત્તામા મોજૂદ નથી અને બનવાનુ હોય તો એવુ ય બને કે, ચીન સાથેનો સંબંધ સુધારી લેવાની વાત આઝાદ હિંદ જાપાનને સમજાવી ય શકે

આ બધુ છતા ય, અને ખાસ કરીને, બીજા અને ચોથા સવાલને લગતા મેં આપેલા જવાબને લગતી પોતાની જાણ છતા ય, પુસ્તિકાના લેખકે આ બધી વાતો પ્રત્યેનું દુર્લક્ષ શા માટે કર્યું છે ?

બધી વાતનો સાર એટલો જ હશે કે, આપેલુ વચન પાળી બતાવવાની ઇંગ્લાંડની દાનત પરની મારી શ્રદ્ધા સાબૂત હશે એવી જ રીતે, ઇંગ્લાંડ પ્રત્યેના પોતાના વચનો પાળવાને આઝાદ હિંદ પણ તત્પર હશે બન્ને પક્ષોને હાથે પોતના કરારનામાનુ સંપૂર્ણ પાલન થશે

ઇંગ્લાંડની વિદાય જ્યારે પણ સાચી થશે ત્યારે એક અજબ હવા જ પેદા થશે વિપુલ શુભેચ્છા અને વિપુલ લાગણી-પૂર્વક પોતપોતાનો ભાગ ભજવી બતાવવાને બન્ને પક્ષો તત્પર હશે

હું માનું છુ કે, બતાવાયલી મુશ્કેલીઓને લગતો મે સૂચવેલો ઉકેલ, સમન્વય એવો, અને સતોષકારક પણ હશે

૨૯ અને 'છૂપી' પ્રવૃત્તિઓના સબધમાં તો ૮ મી ઓગસ્ટના રોજ, અખિલ હિંદ મહાસમિતિની બેઠક સમક્ષ મે

કરેલા હિંદી વ્યાખ્યાનમાંથી જ થોડાંક વાક્યો હું અહિં હાજર કરૂં :

'છૂપી રીતે તો આપણે કોઇ કામ કરવાનું નથી. આપણે તો, આજે, એક ખુલ્લો બળવો જ પોકારીએ છીએ. છૂપી રીતથી તો આપણી લડાઇમાં એક પાપની જ રીત દાખલ થશે. આઝાદ માનવી છૂપી ચળવળમાં જોડાવાય નહિ.

'બનવાજોગ છે કે, મારી સલાહનો ઇન્કાર કરીને, આઝાદ હિંદની સરકાર છૂપી પોલીસનો ઉપયોગ પણ કરે. પણ આજની લડાઇનું આપણું કામ તો, ગોળીઓ સામી છાતીએ જ ઝીલવાનું હશે. છૂપાં આંદોલનો તો આવી લડાઇમાં હોય જ નહિ.'

છૂપાં આંદોલનોને જે માનવી એક પાપ તરીકે જ પોકારતો પડ્યો છે, અને જ્યારે તેની સામેનો આરોપ સાબિત કરી આપનારો એક પણ પુરાવો હાજર નથી ત્યારે, એ માનવીના મસ્તક પરનું છૂપાં આંદોલનોનું આરોપણ તેને અતિ ભારે જ પડે.

મિલ્કત બચાવવી જ ઘટે છે—વ્યાજબી રીતે જ પૂછી શકાય કે—કોને ખાતર ?)

લેખકે કરેલી આ 'અકસ્માત'ની વાતમાં એક વિચિત્ર સૂચન સમાયલું મને માલૂમ પડે છે. અને એ સૂચનની માહિતી પણ લેખક પાસે લાગતી નથી. કાઉન્સવાળી વાતદ્વારા લેખક એમ સમજાવવાનો પ્રયાસ કરતા જણાય છે કે, હિંદુસ્તાનની જનતાની જીંદગાનીઓ કરતાં તેના લક્ષ્મીનંદનોની લક્ષ્મી માટેની મને તો વધુ ચિંતા પડી છે.

સત્યને મરડી નાંખવાનો આ પ્રયાસ મને, ઈરાદાપૂર્વક, કરાયલો જણાય છે.

આ વાતને ખોટી બનાવી આપવા માટે આ અવતરણની હું રજૂઆત કરું છું.

'લડાઈ વિરોધી માનવી તરીકે મારો જવાબ તો માત્ર એક જ હશે—આક્રમણ અથવા તો બચાવને નામે જાનમાલનો વિનાશ કરવાની વાતને હું શૂરવીરતા માનતો નથી.

'વિનાશના ખપ્પરમાં હોમવા કરતાં તો, ફરજ પડે તો, હું માગ ઘરબાર અથવા તો ખેતરનો પાક અકબંધ છોડીને જ દુશ્મનનો માર્ગ હું મોકળો કરું.

'માનવતાની દ્રષ્ટિએ તો કોઇને પણ મારા દુશ્મન તરીકે માનવાનો હું ઇન્કાર કરું. એટલે એ દ્રષ્ટિથી તો, ઘરબાર અને પાક પાછળ મૂકી જવાના કામને હું સ્વાર્પણ અને શૂરવીરતા જ ગણું.'

'અને હિંદુસ્તાનના સંબંધમા તો એક વ્યવહારિક વિચાર પણ કરવો જ રહ્યો. રશિયાની જનતા પેઠે હિંદુસ્તાનની જનતાના દિલમા રાષ્ટ્રીય વૃત્તિ હજુ એટલો વિકાસ પામી નથી.

'અને હિંદુસ્તાન તો લડાઈમાં પણ નથી. લડાઈમાં તો હિંદુસ્તાનના વિજેતાઓ જ પડયા છે.'

[ 'હરીજન' : ૨૨ મી માર્ચ, ૧૯૪૨ : પાનું ૮૮ મું ]

અને એક બીજા અવતરણ પર પણ દ્રષ્ટિપાત કરો :

'મારો ભાઈ મારી સામે લડાઈમાં હશે તો, મારા કૂવાનો ઉપયોગ મારા ભાઈના હાથમાં જતો અટકાવવા માટે તેમાં ઝેર મેળવવાનું પગલું બહાદુર હશે? અને એમાં સ્વાર્પણ હશે? સ્વાર્પણના મૂળમાં તો દિલની સ્વચ્છતાજ હોવી ઘટે. નાક વાઢીને અપશુકન કરવાની આ રીત મને મંજૂર નથી.

'અગાઉના યોદ્ધાઓએ કેટલાક સંયમ રિવાજો જ પાડયા હતા. કૂવામાં ઝેર મિલાવવાની વાત તેઓ કરતા નહિ. અને પાકના વિનાશનું કામ પણ તેઓ કરતા જ નહિ.

'હું તો મારાં ઘરબાર અને મારો પાક અકબંધ મૂકીનેજ પાછળ હઠું છું. આને હું શુરવીરતા ગણું છું ને સ્વાર્પણ પણ ગણું છું. શૂરવીરતા એટલા માટે કે, મારે હિસાબે અને જોખમે ખોરાક મેળવીને મારો પીછો પકડવાની સગવડ હું મારા દુશ્મનને સંમપર્ણ કરું છું. અને સ્વાર્પણ એટલા ખાતર કે, દુશ્મનને મારે પણ, હું કંઈક આપીને જ પાછો ફરું છું.

'મને સવાલ પૂછનારના દિલમાંથી 'ફરજ પડે તો' ને લગતો મારો ઉલ્લેખ કંઈક ખસતો જણાય છે. મેં તો એવી પરિસ્થિતિનીજ કલ્પના કરી છે, જે પરિસ્થિતિ તળે હું પ્રાણાર્પણ કરવાને તૈયાર નથી. અને એટલે, ભવિષ્યમાં કોઈક પણ કાળે મરણ સામનો ઉભો કરવાની આશામાં વખત પૂરતો તો, હું પાછો જ હઠું છું. આ વાત પૂરતો વિચાર દુશ્મનના સામનાને નથી; ખોરાક,

પાક અને એવી બીજી વસ્તુઓનો વિનાશ અટકાવવા સિવાય બીજો એકેય નથી

'અહિંસક અથવા તો હિંસક સામનાની યોજના તો, વિચાર, પૂર્વક કરવી ઘટે. લશ્કરી ભાષામા અવિચારી સામનો આંધળું સાહસ હશે અને અહિંસક ભાષામા તે નરી મુર્ખાઇ હશે.

'ઘણીવાર તો પીછેહઠમા પણ ભાવિ સામનાની યોજનાઓ છુપાવાયલી જણાય છે આવી યોજનામાથી શૂરવીરતા જન્મી શકે ને સ્વાર્પણ પણ જાગી શકે દરેક પીછેહઠમા મૃત્યુના ભયમાંથી જન્મતી ડરપોક વૃત્તિ વસતી નથી.

'ખરી વાત છે કે શૂરવીર માનવી તો આક્રમણ કરનારાનો પ્રખર સામનો કરતા જ, મોતને ભેટી જશે. અને છતાંય મેં કહી છે એવી પીછેહઠ કરનાર માનવી પણ ઓછો શૂરવીર નથી.

('હરિજન': ૧૨ એપ્રિલ ૧૯૪૨ : પાનુ ૧૦૯ મું )

પણ આ વાત તો માત્ર ગરીબ માનવીની મિલ્કત પુરતીજ થઇ આમાં ઔદ્યોગિક મિલ્કતની વાત ક્યાય આવતી નથી. પણ હું તો આવી ઔદ્યોગિક મિલ્કતોના વિનાશથી પણ વેગળા રહેવાનીજ સૂચના કરૂ છુ. એનાં કારણોની મે રજૂઆત કરી છે. અને એ કારણોને હું, હજુ પણ, વળગી જ રહું છું.

મારી પાસેના 'હરિજન'ના અંકોમાંથી તો આવી મિલ્કતોને લગતી એકજ નોંધ મને સાંપડી શકી છે. અને તે આ છે.

'ધારો કે આટાની ચક્કી અથવા તો તેલ કાઢવાનાં કારખાનાનાં વિનાશનો સવાલ ઉભો થયો છે. હું આવાં કારખાનાંઓનો વિનાશ નોતરૂં નહિ પણ દારૂગોળાના કારખાનાનો વિનાશ

હું જરૂર નોતરું. મિલોનો વિનાશ હું નોતરું નહિ. અને નોતરાય તો તેનો સામનો કરવાને હું તત્પર બનું. ('હરિજન': ૨૪મી મે, ૧૯૪૨: પાનું ૧૬૭મું).

આનું કારણ ઉઘાડું પડયું છે. લક્ષ્મીનંદનોનો પક્ષપાત એ આવી મિલકતોનો વિનાશ નોતરાવવાનું મારું કારણ નથી. પણ જનતાને આરો આપનારી ચક્કીનો અને માનવીને વસ્ત્રો આપનારી મિલોનો વિનાશ હું ચાહું નહિં.

પણ એક વાતની ચોખવટ પણ મારે, સાથે સાથે જ કરવી ઘટે. રોજના સંજોગોમાં તો આવાં કારખાનાંઓનો વિરોધ પોકારવાને મેં મારું બનતું કર્યું છે. આવાં કારખાનાંઓ કરતાં હું તો ગ્રામોદ્યોગોને જ વધુ પસંદ કરું છું. હાથની મજૂરીથી હું લાખ્ખો કરોડો માનવીઓને પોષવાની ઇચ્છા કરું છું.

૩૧: અને અલ્હાબાદ મોકલાયલા મારા ઠરાવના ખરડામાંનો આ ઉલ્લેખ પણ ખાસ ધ્યાનમાં લેવાની હું સૂચના કરું છું: 'પણ જે વસ્તુ પ્રજાની માલિકીની અથવા તો જનતાના ઉપયોગની હશે, એ વસ્તુઓના વિનાશની નીતિ મહાસભાની તો હોય જ નહિ.'

આ બધું છતાંય, સમજાતું નથી કે, પુસ્તિકાના લેખકે સત્યનો આટલો બધો કચ્ચરઘાણ શા સારૂ કર્યો છે!

૩૨: અને પુસ્તિકાના લેખકે એક ઉલ્લેખ તો આવો પણ કર્યો છે:

'અહિંસાથી જાપાનીઓને વેગળા રાખવાની ખાત્રી આપવાનો તો તેમણે ઇન્કાર કર્યો છે આવી આશાને તો તેઓ 'અયોગ્ય ધારણા' તરીકે જ ઓળખાવતા જણાય છે.'

આ વાતનો ઉલ્લેખ લેખકે પોતાના એક કથનના આધારમાં કર્યો છે. એ કથનદ્વારા લેખકે એમ કહેવાનો જ પ્રયાસ કર્યો છે કે જાપાનીઓ અને સાથીમત્તા વચ્ચેની રણભૂમિ તરીકે હિંદને વપરાતું અટકાવવા માટે જાપાનીઓની માગણીઓ 'મંજૂર' કરવાની તત્પરતા પણ હું પ્રદર્શિત કરતો હતો

આ વાકય 'હરિજન'ના એક લેખમાથી લેખકે ઝડપેલું જણાય છે. ૫ મી જુલાઈ, ૧૯૪૨ના 'હરિજન'મા એક સવાલના જવાબમાં મેં આ ઉદ્‌ગારો કાઢયા હતાઃ

સવાલઃ અહિંસાની રીતે, સાથી સત્તાના સૈનિકોને હિંદમાં રહેવા દેવાની વાત તમે મંજૂર કરો છો અને તમે એમ પણ કહો છો કે જાપાનીઓને હિંદમા આવતા અટકાવનારો કોઈ અચૂક અહિંસક ઉપાય તમારા હાથમાં નથી એટલે, સાથી સત્તાની અવગણના તમારાથી કરાય એમ નથી પણ તમારી જે અહિંસક શક્તિઓ દ્વારા બ્રિટિશ સત્તાને હિંદમાંથી હઠાવવાની ફરજ તમે પાડી શકો છો. એજ અહિંસક શક્તિ દ્વારા જાપાનીઓને હિંદનો કબજો કરતાં તમારાથી કેમ અટકાવાતા નથી? અને કોઈપણ બે મદમાતી સત્તાઓને પોતાની ભૂમિ પર લડવાનો અવકાશ આપતા અટકાવાની, અને એમ કરીને પોતાના દેશની ખાનાખરાબી આવતી અટકાવવાની, અહિંસક લડવૈયાની ફરજ તમે શા સારૂ જોતા નથી?

જવાબ: આ સવાલમાં એક ઉઘાડી ખોડ મને માલૂમ પડી છે. બાવડાંના બળમાં જે અંગ્રેજોનો વિશ્વાસ, જમાનાઓ થયા સ્થાપિત થયો છે, એ અગ્રેજોના દિલમાં અહિંસા પ્રત્યેની શ્રદ્ધા માગથી, ઘડીકવારમાં જ, પ્રકટાવાય નહિ હજુ તો આવી શ્રદ્ધા, માગથી હિંદીઓમાં પણ, પ્રકટાવાઇ નથી.

અને હિંસાની રીત કરતાં તો અહિંસાની રીત ઘણી જુદી જ હશે. હિંદમાંથી હટી જવાની વાત અંગ્રેજોને મનાવીને મેં તેઓમાં જગાવેલો રોષ, આથી સત્તાના સૈનિકોને મથક આપવાનો ઇન્કાર કરીને, ઉલટો વધારી મૂકવાની મારી ઇચ્છા નથી

અને અંગ્રેજોની થનારી વિદાય એટલા અહિંસક દબાણમાંથી તો આવનારી જ નથી. ગમે તેમ પણ જૂના માલિકને કાઢવા માટે વપરાનારો ઉપાય નવા માલિકને આવતો અટકાવવામાં પણ એટલો જ કારગત બને એમ માનવાનું કોઈ કારણ નથી

ઘરમાં પેઠેલા બ્રિટિશ સત્તાનો ઇન્કાર તો, કર અટકાવીને અને એવી બીજી અનેક રીતે મારાથી કરી શકાય. પણ બહારથી આવનાર જાપાનીઓ સામે આ ઉપયોગ શી રીતે અજમાવી શકાય ?

એટલે જાપાનીઓનો સામનો કરી લેવાની મારી તત્પરતા છતાં, અંગ્રેજી સેનાને તેનું સ્થાન છોડવાની વાત કરવાને હું તૈયાર નથી.

ટૂંકે, આપણી રીતે આપણી રક્ષા કરવાને આપણે સ્વતંત્ર રહીએ. પણ અંગ્રેજોને ભાંગી નાખનારો ભાર તેમના પર મૂકવાની વાતથી પણ આપણે વેગળા જ રહીએ નહિંતર તો [illegible] આપણો [illegible] પિસાઈ જશે
('હરિજન' - ૫ મી જુલાઈ, ૧૯૪૨ : પાનું ૨૧૦ મું.)

મને મારા પૂછનાર સજ્જન એમ ધારતા જણાય છે, અહિંસાની જે શક્તિમાંથી અંગ્રેજોની વિદાય સધાશે, એ જ શક્તિનો ઉપયોગ જાપાનીઓને હિંદમાં અટકાવવા માટે પણ

કારગત થશે એટલે એ મજ્જન ધારતા જણાય છે કે સાથી મત્તાને સગવડ આપવાની મેં પાછળથી કરેલી વાત જરાય બ્યાજબી નથી. પણ આ ધારણાની વિચિત્રતા મેં ખુલ્લી કરી છે.

અહિંસામાની મારી શ્રદ્ધા તો, હજુય, અફર પડી છે, પણ જાપાનીઓ સામે ઝૂઝવાના ડેરા તરીકે કરાતો હિંદની ધરતીનો ઉપયોગ અટકાવવા ખાતર અહિંસામાની મારી શ્રદ્ધા માથી સત્તામા પ્રકટાવવાનુ કામ મારાથી બનતુ નથી.

૩૩ : પોતે દોરેલા અનુમાનમાં વધુ જોર પૂરવા માટે જાપાનીઓને મેં કરેલી એક અપીલમાથી લેખકે નીચેના ભાગનુ અવતરણ કર્યું છે.

'અમારે તો એક અજોડ પરિસ્થિતિ જ વેઠવી પડે છે: નાઝીવાદ અને તમાગ પોતાના (જાપાનના) સામ્રાજ્યવાદના જેટલા જ તિરસ્કૃત અગ્રેજોના સામ્રાજ્યવાદનો સામનો અમારે કરવો પડે છે.'

પણ, આમાથી, કેટલાક વાકયો લેખકે મફાઈપૂર્વક છોડેલાં જણાય છે. એ વાકયો આ રહ્યા :

'અગ્રેજોના સામ્રાજ્યવાદને લગતા અમાના સામના દ્વારા, અંગ્રેજ પ્રજાને હાનિ પહોચાડવાની અમારી ઇચ્છા નથી. અમે તો, અગ્રેજોનો' હૃદયપલટો કરાવવાનો જ પ્રયાસ કરીએ છીએ. અમારા રાષ્ટ્રનો એક અતિ અગત્યનો પક્ષ પોતાના પરદેશી ગજ-કર્તાઓ સામેના એક કાતિલ પણ શુભ ભાવનાવાળા સંગ્રામમાં રોકાઈ ગ્યો છે.

'અમારા આ પ્રયાસોમાં કોઈ પરદેશીઓની મદાય અમને જોઈતી નથી. હું જાણુ છું કે તમારી સામે એક ખોટી વાતની જ

શરૂઆત થઈ છે. અમારા દેશ પરના તમારા ઝઝૂમી રહેલા આક્રમણનો લાભ લઈને સાચી સત્તાને ગૂંગળાવવા માટે અમે આજની ઘડીની પસંદગી કરી છે, એવી તમારી સામે રજૂ કરાયલી વાત જરાય સાચી નથી

'પણ અંગ્રેજોને મૂંઝવવાની જ અમારી જો મુરાદ હતી તો, અમારા એ કામનો આરંભ તો અત્યથી ત્રણ વરસો પૂર્વે, અમે, લડાઈના આરંભની સાથે જ કરત.

'અંગ્રેજોની વિદાયને લગતા અમારા આક્ષેપોને લગતી કોઈપણ ગેરસમજ તમે ધારો નહિ પણ હિંદુસ્તાનની આઝાદીને લગતી તમે ઉચ્ચારેલી વાત જો સાચી જ હશે તો, અંગ્રેજોએ કરેલી હિંદુસ્તાનની આઝાદીને લગતી જાહેરાત પછીથી, હિંદુસ્તાન પર આક્રમણ ઉતારવાનું કારણ, તમારે માટે તો, ઓછું જ હશે. એ ઉપરાંત હિંદુસ્તાનની આઝાદીને લગતી તમારી ચિંતા ચીનની સામે મંડાઈ રહેલા તમારા ભયાનક આક્રમણ સાથે જરાય સંગત નથી.

'મને દહેશત છે કે, હિંદની આઝાદીની જાહેરાત સિવાય, તમારી વિગટ હિસાને પહોચી વળવાની તાકાદ સાથી સત્તાને મળનાર નથી

'લડાઈને લગતા તમારા અને તમારા ભાગીદારોના ભયાનક કસબને આગી દેનારો કસબ કેળવ્યા સિવાય સાથી સત્તા તમને પહોંચનાર નથી

'તમારા આ કસબનુ અનુકરણ કરવાને સાથી સત્તા જો તત્પર થશે તો, જગતના પ્રજાવાદને અને વ્યકિતઓની સ્વાધીનતાને લગતી તેઓની બધીય વાતો પર પાણી જ ફરશે

'મને તો લાગે છે કે, તમારૂ અનુકરણ છોડીને, સાથી સત્તા હિંદની આઝાદી જ ઉભી કરે આમ બને તો, નારાજ હિંદુસ્તાન પાસેથી મહાપરાણે મેળવાયલા સહકારને બદલે આઝાદ હિંદુસ્તાનનો મુક્ત સહકાર સાથી સત્તાને ચરણે પડે

'ન્યાયને નામે, તેઓના પોતાને સ્વાર્થને ખાતર અને તેઓએ કરેલી જાહેરાતોને નામે અમારી અપીલ સાથી સત્તા સામે અમે ધરીએ છીએ

'ભયાનક જંગ એ કોઈ એક જ સત્તાનો ઈજારો નથી આશ્ચર્યની વાત છે કે આ વાત તમારાથી સમજાતી નથી સાથી સત્તાથી નહિ બને તો કોઈ બીજી સત્તા જ ઉભી થશે. અને એક દિવસે એવુ થશે કે, તમારા પોતાના હથિયારથી જ, એ સત્તા તમારો પરાજય ઉભો કરવાના કામમા લાગી જશે અને ધારો કે આવી લડાઈમા તમારો વિજય થશે તો ય, તમારી ભાવી પ્રજાને ગૌરવથી ઉજાળનારો વારસો તો તમારી એ પ્રજાના હાથમા

પડનાર નથી ચાહે તેટલી કુશળતાપૂર્વક પણ ઉભા કરાયનાં ઘાતકી કામોનું ગૌરવ તો કોઈથી લેવાય નહિ.

'તમે જીતશો એટલે તમારું સત્ય સાબિત થશે એમ માનવાની ભૂલ પણ કરશો નહિ તમારા વિજયનો અર્થ તો એટલો જ થશે કે, વિનાશની તમારી શક્તિ વધુ મહાન હતી

'આ વાત, સાથી સત્તાને પણ, એટલા જ પ્રમાણમાં લાગુ પડે છે

'હિંદુસ્તાનની આઝાદીની માગણી સાથે, હિંદની ધરતી પર સાથી સત્તાના સૈનિકો રહેવા દેવાની વાત અમે મંજૂર કરી છે અમારી આવી તત્પરતા દ્વારા દુનિયાને અમે મનાવવાને જ ઇચ્છીએ છીએ કે, સાથી સત્તાના કામને કોઈ પણ પ્રકારની હાનિ પહોંચાડવાની અમારી મરજી નથી અને તમારી સામે પણ એ વાત ચોખ્ખી કરવાની અમારી ઇચ્છા પણ એટલી જ જરૂર રહી છે કે, તમારો માર્ગ પણ હિંદમાં સદંતર ખુલ્લો નથી.

'તમારો સામનો અમારી સર્વ શક્તિઓથી કરવાની વાત અમે ચૂકનાર નથી અમારી ઇચ્છા તો એવી જ ખરી કે, અમારાં આંદોલનોની અસર તમારા પર એવી પડે જેને પરિણામે તમે અને તમારા સાથીદારો તમારા નૈતિક અધઃપતનને માર્ગેથી પાછા વળો અને માનવીઓને યંત્રોમાં ફેરવનારી તમારી રીતો તમે, આટલેથી જ, અટકાવી દો

'મારી અપીલની અસર તમારા પર ઇચ્છાઓ કરતાં વધુ પડવાની આશા મેં રાખી નથી, મને ખબર છે કે ન્યાયની ભાવના ઇંગ્લાંડના હૃદયમાંથી હજુ ઊઠી ભાગી નથી, અને મારી ઓળખ

પણ તેઓને જરાય ઓછી નથી. પણ તમને તો હું ઓળખતો ય નથી, અને એટલે તમારા દિલનો ક્યાસ કાઢવાનું મારૂં કામ જરાય સહેલું નથી.

'વાચ્યું છે તે પરથી તો એટલું જ માની શકું કે, તલવારની ધાર સિવાયની બીજી કોઇ પણ ચીજને પીછાનવાને તમે તૈયાર નથી.

'એવું બનો કે તમારા સબંધમાં મેં જાણેલી વાતો સદંતર ખોટી પડો ! ને તમારા દિલને હલાવવામાં મારી અપીલ કારગત બનો !

'ગમે તેમ પણ, માનવહૃદયની નૈસર્ગિક કુણાશમાની મારી શ્રદ્ધા હજુ ભાગી નથી. એ શ્રદ્ધા પર આધાર ટેકીને હું ગ્લાંડ સામેના આંદોલનો હું ઉભા કરૂં છું અને એજ શ્રદ્ધાથી પ્રેરાઇને આ અપીલ તમને સંભળાવવાની હું તજવીજમાં પડયો છું.

['હરિજન': ૨૬ મી જુલાઇ ૧૯૪૨ પાનું ૨૪૦ મું.]

આ લાંબા અવતરણમાથી પુસ્તિકાના લેખકે કરેલાં અઘટિત અનુમાનોનો સંપૂર્ણ જવાબ સાંપડી રહે છે. મારૂં હૃદય, આ અવતરણદ્વારા, વધુ ઉઘાડું બને છે. અને ૮ મી ઑગસ્ટના ઠરાવનો મર્મ પણ, આ અવતરણોદ્વારા, વધુ સારી રીતે જ સમજાઇ શકે છે

પુસ્તિકાના લેખકના ભાથામાં ઘણા તીરો છુપાયલા જણાય છે. જાપાનીઓની 'માગણીઓ' મંજૂર કરવાને હું તૈયાર હતો એવા પોતાના અનુમાનના બચાવમાં તે કહે છે કે:—'કોઇક ઉછળતી લાગણીના સકંજામાં આવીને જ તેમણે (મેં) જાપાનીઓની આવી શરણાગતિ સ્વીકારવાની વાત ધારી હશે. એમાં તો શંકાજ

નથી કે તેમની આ લાગણી તો માત્ર એક ભયમાથીજ જન્મી હતી હિંદુસ્તાનને લડાઈની ઝાળથી બચાવવાની તેમની ઇચ્છા હતી'

આનો બીજો અર્થ એજ બને છે કે, અગ્રેજ રાજકર્તાઓને બદલે જાપાની રાજકર્તાઓની ફેરબદલી કરવાનેજ હુ તત્પર હતો

પણ મારી અહિંસા આટલી બધી દુર્બળ નથી 'હરિજન'મા મે સેંકડોવાર ચોખ્ખટ કરી છે કે, અગ્રેજોના સામ્રાજ્યવાદની વિરાટમાં વિરાટ ઝાળથી હિંદુસ્તાનને બચાવવા માટે તો, કોઈપણ ભયકરમાં ભયકર ઝાળ વેઠવાને પણ હુ તૈયાર થયો છુ

અને છતાંય, આવુ અનુમાન તો માત્ર કમળાવાળી આંખોજ દોરી શકે

અને બ્રિટિશ સામે હુ અધીરો થયો છું કારણ કે, બધાય સામ્રાજ્યો સામે હુ અધીરો બન્યો છુ હુ તો માત્ર એક જ 'લાગણી'ની 'પકડ'મા આવી ગયો છુ—અને એ લાગણીનુ નામ છે, હિંદુસ્તાનની મુકમ્મલ આઝાદી

૩૪ નહોમતનામાને ૧૪ મે પાને લેખકે એમ કહ્યુ છે કે 'જુલાઈ ૧૪ મીનો ઠરાવ મહાસમિતિએ મજૂર કર્યા પછીથી અખબારનવેશો સમક્ષ શ્રી ગાધીએ આ જગવિખ્યાત ઉદ્‌ગારો કાઢ્યા હતા 'પીછેહઠનો સવાલ હવે રહેતો નથી અને મંદિરાઓ ચલાવવાનો સવાલ પણ હવે રહેતો નથી

'એટલે ઓગસ્ટના ઠરાવને લગતા ભાષણદ્વારા શ્રી ગાધીએ માગેલી મુદત દરમીઆન મંદિરાઓ ચલાવવાનો સવાલ તો રહેતો જ નથી

'શ્રી ગાંધીની ધરપકડ કરીને લડાઇ ઉભી કરવાનું કેટલાકોએ સરકાર પર દોષારોપણ કર્યું છે શ્રી ગાધીના આ

ઉદ્દગારોમાં આ દોષારોપણનો જવાબ પણ પડેલો જણાય છે. ૧૪ મી જુલાઇએ જ, ઓગસ્ટવાળા ઠરાવના એક મહિના પૂર્વે જ, શ્રી. ગાંધીની વાત એવીજ હતી કે, પીછેહઠની વાત હવે રહેતી નથી અને સંદેશાઓ ચલાવવાનો સવાલ પણ હવે રહેતો નથી.

'અને વર્ધાના ઠરાવમાં તો સરકાર મહાસભાની માગણી જો સ્વીકારે નહિ તો, સામુદાયિક આંદોલનો ઉભાં કરવાની વાત એકલી જ હતી, પણ મુંબઇનો ઠરાવ તો વધુ આગળ ગયો. મુંબઇના ઠરાવે તો સામુદાયીક આંદોલનો મંજૂર પણ કર્યાં.

'એ ઠરાવ પછીથી મળનારા વધુ સમય દરમીઆન સંદેશાઓ ચલાવવાની વાત તો રહેતીજ નહોતી. એ સમય જો સાપડયો હોત તો ઘડાયલી યોજનાને અમલમાં મૂકવાની સંપૂર્ણ ગોઠવણ સિવાયની બીજી વાત તો, ભાગ્યે જ બનત.'

પણ હું બતાવવા ઇચ્છું છું કે, પુસ્તિકાના લેખકે કહેલા મારા 'જગવિખ્યાત શબ્દો' તો બોલાયા જ નથી. ૧૯ મી જુલાઇ, ૧૯૪૨ના 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા આ મુલાકાતને લગતા મત્તાવાર અહેવાલમાં તો એ શબ્દો દેખાતા જ નથી. અને છતાં ય મારી મચડીને, લેખકે પોતાનો ઉલ્લેખ ઉભો કર્યો છે. એ આખો અહેવાલ આવો હતોઃ—"બ્રિટિશ સરકાર તરફથી શરૂ થનારા સંદેશાઓને લગતી તમારી આશા કેટલીક હશે?"

"બનવાજોગ છે કે સંદેશાઓ સરકાર ઉભા કરે. પણ તે કયારે કરે તે કહેવાય નહિ. એકબીજા પક્ષ વચ્ચેની તડજોડની વાત અહિં રહેતી નથી. માગણી તો એટલીજ છે કે, બિનશરતે જ, બ્રિટિશ સત્તા હિંદુસ્તાન ખાલી કરે.

"અને આ માગણી તો માત્ર ન્યાયને માથે જ મંડાઈ રહે છે. છતાં ય વિદાયને લગતા સંદેશાઓ સરકાર જરૂર ચલાવી શકે છે. આમ કરવામાં સરકારની શોભા હશે મોડે મોડે પણ હિંદુસ્તાનની આઝાદીને લગતુ જ્ઞાન બ્રિટિશ સરકારમાં જો જાગૃત બને તો બધી વાત સહેલી અને સીધી બને

"પણ વિદાયની મુળભૂત વાતને લગતા સંદેશાઓનો સવાલ હવે રહેતો નથી. કા તો હિંદુસ્તાનની આઝાદી ઇંગ્લાંડ મંજૂર કરે છે, અથવા તો કરતુ જ નથી.

"હિંદુસ્તાનની આઝાદી મંજૂર કરીને ઇંગ્લાંડ આજનો આખો તખતો ફેરવી શકે છે. એટલું મને તો હિંદુસ્તાનની જનતામાં નવી જ આશા જાગી શકે.

"હિંદુસ્તાનની આઝાદીનો દિવસ હિંદુસ્તાનનો, અને આખી દુનિયાનો, સોનેરી દિવસ થશે અને એના પરિણામે લડાઇનું નસીબ પલટી જશે"

લેખકે તો લખ્યું છે કે, 'વિદાયને લગતા સંદેશાઓનો સવાલ તો હવે રહેતો જ નથી.' સારા આખા વક્તવ્યમાંથી તોડાયલું આ વાક્ય છેક અસ્થાને પડ્યું છે હું તો માત્ર બ્રિટિશ સરકાર તરફથી શરૂ કરનારા સંદેશાઓને લગતી રહેવી આશાને લગતા મને પૂછવામાં આવેલા સવાલનો જવાબ માત્ર આપતો હતો, અને આ સવાલના જવાબમાં વપરાયલા 'સંદેશાનું સ્થાન હવે રહેતુ નથી' એ શબ્દો જરાય અસ્થાને નથી.

૩૫ : અને આ સરકાયલાં વાક્યને સાથે, બીજાં વાક્યો પણ, લેખક તરફથી ખરડાઇ ગયાં છે. આ વાક્યોની લેખકે આની રીતે રજૂઆત કરી છે : 'એક તકનો સવાલ હવે રહેતો નથી:

ખુલ્લા બળવાની વાત હવે તો, પોકારાઇ ગઈ છે.' આમાં 'ખુલ્લા બળવા'ની નીચે લેખકે પોતાના ખાસ ભારની લીટી કરી છે.

પણ મેં આપેલી મુલાકાતના, 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા સત્તાવાર અહેવાલમાં તો, આ વાક્યો મળતા જ નથી. મને પૂછાયલા સવાલનો જવાબ આપવા માટે 'એક વધુ તક'ની વાતનો ઉલ્લેખ કરવાની જરૂર તો ઓછી જ હતી. અને 'ઉઘાડો બળવો'વાળા શબ્દો તો મે બીજી ગોળમેજી પરિષદ વેળાએ પણ વાપર્યા હતા. ફરક માત્ર એટલો જ હતો કે, 'ઉઘાડા બળવા' આગળ 'અહિંસક' શબ્દ મે વાપર્યો હતો.

પણ મારી ઉપરલેખાયલી મુલાકાત વચ્ચે તો મેં આ શબ્દો કે આ વાક્યો વાપર્યા જ નથી.

૩૬ : વિચાર કરતો હતો કે આ શબ્દો લેખકે શી રીતે વાપર્યા હતા. એટલામા, મહાદેવભાઈએ, શ્રી. પ્યારેલાલે મંગાવેલી 'હિંદુસ્તાન ટાઇમ્સ'ની ફાઈલ આવી ચઢી.

એ પત્રના ૧૫ મી જુલાઈ ૧૯૪૨ ના અંકમા નીચેનો સંદેશો પ્રસિદ્ધ થયો છે:

વર્ધાગંજ, જુલાઈ ૧૪

"વિદાયને લગતી દરખાસ્ત પાછી ખેંચવાનો અથવા તો સંદેશાઓ ચલાવવાને લગતો અવકાશ હવે રહેતો નથી. કાં તો તેઓ હિંદુસ્તાનની આઝાદી મંજૂર કરે, અથવા નો નામંજૂર કરે.' આવા ઉદ્‌ગારો મહાત્મા ગાંધીએ, કોંગ્રેસના ઠરાવ પરત્વે, સેવાગ્રામની અખબારી મુલાકાત દરમીઆન, આજે ઉચ્ચાર્યા હતા. ગાંધીજીએ જણાવ્યું હતું કે, 'મને જોઇતી ચીજ કાગળ પરની આઝાદી નથી. જીવતા સ્વરાજ સિવાય બીજું કાંઇ મને જોઇતું જ નથી.'

તેમની ચળવળને પરિણામે માથી સત્તાના શુદ્ધ પ્રયાસો આડે ઉભા થનાર અંતરાયના સવાલનો જવાબ આપતા મહાત્મા ગાધીએ જણાવ્યુ હતુ કે, 'અમારા આંદોલનો માત્ર ચીનને મદદ આપવા માટે જ યોજાતા નથી માથી સત્તાના લાભની પણ એ આંદોલનોમા યોજના પડી છે '

આમની સભામા ઉચ્ચારાયલા શ્રી એમરીના શબ્દો પ્રત્યે ગાધીજીનુ ધ્યાન દોરવામા આવતા તેમણે જણાવ્યુ હતુ કે, 'મને દહેશત છે કે, આથી પણ વધુ જલદ ઉદ્ગારો સાંભળવાનું હિંદુસ્તાનનું નસીબ હજુ બાકી રહ્યુ છે પણ જેઓએ આગળ જવાનો જ નિર્ણય કર્યો છે, તેઓનો માર્ગ રૂંધવાની આવા જલદ ઉદ્ગારોની તાકાત નથી

ગાધીજીએ વધુમાં જણાવ્યુ હતુ કે 'એક વધુ તકનો સવાલ તો હવે રહેતો જ નથી ઉઘાડા બળવાની વાત પોકળ રહી છે'

ગાધીજીના આદોલનોનું સ્વરૂપ દોરી બતાવવાને લગતા સવાલનો જવાબ આપતા તેમણે જણાવ્યુ હતુ કે

'બને એટલા વિશાળ પાયા પર સામુદાયિક આંદોલનો ઉભાં કરવાની મારી ધારણા રહી છે સામુદાયિક આંદોલનોમાં જેટલી વાત આવી શકે એ બધી વાત આ આંદોલનોમાં સામેલ થશે લોકોથી બનતુ બધુ કરવાની મારી તજવીજ રહી છે આંદોલનોનું સ્વરૂપ સંપૂર્ણ રીતે અહિંસક હશે'

ગાધીજીના પોતાના કાર્યક્રમને લગતા સવાલનો જવાબ આપતા તેમણે જણાવ્યુ હતુ કે, એ વાત તો અતિ મુલાયમ ગણાય. કાર્યક્રમ નોતરવાનો સવાલ તો આ વખતે રહેતો જ નથી

બનતી ટૂંકી અને બનતી ઝડપી ચળવળ સિવાય મારી ખેરના બીજી એકકે ય નથી'—એ. પી.

૩૭: આ સદેશાથી મારી આંખ ઉઘડી ગઇ છે. મારા ઉદ્‌ગારોના ખોટા અહેવાલો તો મારે ઘણીવાર વેઠવા પડયા છે. અને આ અહેવાલ જો વધુ ખરાબ નથી તો થોડોક ખરાબ તો જરૂર બન્યો છે

આ અહેવાલમાંથી જ લેખકે, મે ઉપર ઉલ્લેખેલાં વાકયો, ઝડપેલાં જણાય છે. પણ 'હરિજન'ના અંકો તો લેખકની સામે હાજર હતા. મારી મુલાકાતનો સંપૂર્ણ અહેવાલ એમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો તો પછી, લેખકે બહારના શંકાસ્પદ અહેવાલનો ઉપયોગ શા સારૂ કર્યો ?

અને મારી સામેનો આરોપ ઘડવા માટે 'હરિજન'નો ઉપયોગ તો લેખકે ઘણીવાર કર્યો છે. પુસ્તિકાના ૧૩ મા અને ૨૪ મા પાનાઓ પર લેખકે 'હરિજન'નો ઉલ્લેખ કર્યો છે. એ જ જગ્યાએ લેખકે 'હરિજન'ના ૨૩૩ મા પાના પરથી એક ઉતારો કર્યો છે. તો પછી ઉપરોક્ત બે વાકયોનો ઉલ્લેખ લેખકે બીજા અહેવાલમાંથી શા સારૂ કર્યો ?

પણ આ વાતની વધુ ખણખોદ કરવાની જરૂર હું જોતો નથી. મારા હૃદયમા તો ઉંડી વેદના જ થઇ છે. 'એ. પી. ના અહેવાલમા આ બે વાકયો શી રીતે આવી ગયાં એની સમજ મને પડતી નથી ઇચ્છા હોય તો આ વાતની તપાસ સરકાર આદરી શકે છે.

૩૮ : પુસ્તિકાના લેખકના આ ઉલ્લેખો આમ ખોટા પડયા પછીથી, આ ઉલ્લેખો પર આધાર માંડનારી લેખકની બીજી બધી વાતો પણ, એટલીજ, નિરાધાર બને છે.

---

હુ તો હજુય માનું છુ કે, ઉતાવળુ પગલુ ભરીને સરકારે સકટને નિમંત્રણ કર્યું છે આ સકટને માટે હુ તો સરકારને જ તહોમતદાર ગણુ છુ આખા હિંદુસ્તાનમાથી એક જ રાતમા કરવામાં આવેલી ધરપકડોની યોજના એ એક રાત વચ્ચે જ કરવામા આવી હશે ?

અને વર્ધાના અને મુબઈના ઠરાવો વચ્ચે ભેદ પાડવાનુ કામ પણ વ્યાજબી નથી મુબઈના ઠરાવે વર્ધાનો ઠરાવ મજૂર કર્યો છે, અને સદેશાઓ પડી ભાગે તો ચળવળ ઉભી કરવાની અને તેની દોરવણી કરવાની સત્તા આ બને ઠરાવોએ મને સુપરત કરી છે

પણ ગયા ઑગસ્ટની ૮ મી તારીખના ઠરાવથી ચળવળના મડાણ તો કરવામા આવ્યા જ નથી

મારી ચળવળના મડાણ પહેલા તો, મારી પેઠે, આખા હિંદના મહાસભાવાદીઓને પણ, કારાવાસમાં જ પૂરવામા આવ્યા હતા

એટલે ચળવળ શરૂ કરવાનો અપરાધ મારો નથી, સરકાર સિવાય કોઈનો નથી

અને ચળવળે ધારણ કરેલું સ્વરૂપ પણ મારી યોજના નથી ચળવળની લગામ જો મારા હાથમાં જ રહેતી હોત તો, ચળવળનું સ્વરૂપ, સદતર, જુદુ જ બનત

હું ચળવળને 'ઝડપી' કરત, 'ટૂકી' કરત—'ઝડપી' અને 'ટૂકી', પુસ્તિકા લેખકે કહ્યું છે તેમ હિંસક રીતે નહિ, પણ અહિંસક રીતદ્વારા

---

પણ પોતાના હિંસક ઉપાયો દ્વારા સરકારે આંદોલનોને 'ઝડપી' અને 'ટૂંકાં' કર્યાં.

શ્વાસ ખાવાનો સમય મને સાંપડયો નહિ સાંપડયો હોત તો, હું વાઈસરૉયને મળત, અને મહાસભાની માગણીનું વ્યાજબીપણું પુરવાર કરી આપવાને ભગીરથ પ્રયાસો હું જરૂર કરત.

લેખકે માન્યું છે એમ માનવાનું કોઇ કારણ નથી કે, 'વચ્ચેના સમયનો ઉપયોગ' તો ચળવળને સંપૂર્ણ બનાવવા માટે જ કરવામાં આવનાર હતો. પોતાની વાત સાચી કરાવવા માટે મુંબઇમાં મળેલી અખિલ હિંદ મહાસમિતિની બેઠકની આખી કાર્યવાહી પ્રત્યે લેખકને દુર્લક્ષ કરવું પડયું છે, અને પોતાને અણગમતો 'અહિંસા'નો શબ્દ પણ લેખકને છોડવો પડયો છે.

૩૯: ઘર્ષણ ટાળવાને હું અતિ આતુર હતો. અને સાથી સત્તાને પાછી પાડવાનો મહામભાનો વિચાર કયારે ય નહોતો. મારા આ કથનની સાબિતી માટે મારાં લખાણો અને ભાષણોમાંના થોડાક ઉતારાઓ હું અહિં હાજર કરૂં છું:

"અમારા મજબૂત હૃદય માત્રથી જ, બ્રિટિશ સત્તાને હિંદમાંથી કાઢી મૂકવાની વાહીયાત વાત અમે કરતા નથી. એમ કરીએ તો મહાસમિતિની બેઠકની જરૂર શા સારૂ પડે? ઠરાવોની જરૂર શા માટે પડે? અને તમને બધાને આ મુલાકાત આપવાની જરૂર પણ શા સારૂ પડે?" [ 'હરિજન': ૨૬ જુલાઇ, ૧૯૪૨: પાનું ૨૪૩ મું ].

સવાલ: 'આઝાદીના સવાલ પરત્વે કોઇ પંચનો સ્વીકાર કરવાની વાત વ્યાજબી નથી?'

જવાબ : "ના. આઝાદીના સવાલ પરત્વે એવી વાત વ્યાજબી નથી. આઝાદી સામેનો પક્ષ મને જોઈતો નથી. આઝાદીનો સ્વીકાર તો એક સમાન વાત તરીકે જ કરાવો ઘટે છે. તે પછીની વાતો પરત્વે પંચનો સવાલ આવી શકે, પણ આવા પંચનો સ્વીકાર તો, [ હિંદુસ્તાનની આઝાદીના સ્વીકાર પછી જ, આવી શકે, પહેલાં નહિ." 'હરિજન': ૨૪ મી મે, ૧૯૪૨ : પાનું ૧૬૮ મું

એક અંગ્રેજ ચર્ચાપત્રી : 'હિંદ અને બ્રિટન વચ્ચેના સવાલના સંબંધમાં તમો પંચની માગણી કરશો ખરા ?'

જવાબ : 'શા સારૂ નહિ ? ભૂતકાળમાં તો, આવી માગણી, મારા તરફથી કરવામાં પણ આવી જ હતી.' [ 'હરિજન': ૨૪ મી મે, ૧૯૪૨ : પાનું ૧૬૮ મું ].

આજ ઘડીએ ખરી ચળવળ મંડાતી નથી. કેટલીક સત્તાઓ તમે મને આજે સુપ્રત કરી છે. સૌથી પહેલાં તો હું નામદાર વાઇસરોયની મુલાકાતની જ માગણી કરીશ. આઝાદીની આપણી વાત સ્વીકારવાની હું તેમને વિનવણી કરીશ. બે ત્રણ અઠવાડિયાં તો આમ ચાલ્યાં જશે.

એ દરમીઆન તમે શું કરો ? હું કરીશ. રેંટીયો હાજર પડયો છે, અહિંસક આંદોલનો વચ્ચેના રેંટીઆના સ્થાનની વાત મૌલાના સાહેબને ગળે ઉતારી આપવા માટે મારે ઘણી મહેનત કરવી પડી.

રચનાત્મક કામના ચૌદ મુદ્દાઓ તમારી સામે પડયા છે. આ કાર્યક્રમમા જીવ પૂરવા માટે ઘણું કામ તમારે કરવું રહ્યું છે.

તમે સૌ તમારી જાતને આજથી જ, આ ઘડીથી જ, આઝાદ ગણો. બ્રિટિશ સામ્રાજ્યની એડી તળેથી, તમે, આ ઘડીએ જ, છૂટા બનો આઝાદી આવતા પહેલા આઝાદીની ભાવના ઉભી કરો.

જે ઘડીએ ગુલામ પોતાને આઝાદ ગણે છે, એ જ ઘડીએ, તેની પરાધીનતાના બધનો, સદતર, ભાગી પડે છે

જે ઘડીએ ગુલામ પોતાને આઝાદ ગણે છે, તેજ ઘડીએ, તે માલિકને સંભળાવી શકે છે કે, આટલા દિવસોપર્યંત હું તમારી ગુલામીમાં હતો, હવે હુ આઝાદ થયો છું. તમારા પરનો મારો આધાર મે હવે ઓછો કર્યો છે. મારા ગુજરાનનો આધાર હવે આપના પર નથી પ્રભુ સિવાય કોઈ પર નથી. પ્રભુએ મારામા આઝાદીની પ્રેરણા કરી છે. મારી ગુનામી ચીટી ગઈ છે. મારી આઝાદી આવી પડી છે.

'રખે માનતા કે, વાઇસરોય સાથે હું કોઇ પ્રધાનપદના સોદાની વાત કરનાર હતો! મુકમ્મલ આઝાદી સિવાય મને સંતોષ વળનાર નથી. એમ બને કે મીઠાનો કર દૂર કરવાની ઉદારતા વાઇસરોય ધારણ કરે. અને કદાચ, એમ પણ બને કે, દારૂની બદી નાબૂદ કરવાની વાત પણ વાઇસરોય મંજૂર કરે. પણ મારી વાત તો એક જ હશે—મુકમ્મલ આઝાદી, એથી ઓછુ કાઇ પણ નહિ.

એક ટૂંકા મત્રની હું તમને બક્ષિસ કરૂં છુ. એ મત્ર તમારા હૃદય પર કોતરાઇ જશે. એ મંત્ર તમારો શ્વાસ થશે. એ મત્ર આ છે—'કરેંગે યા મરેંગે'.

કા તો આપણે હાથે હિંદ આઝાદ થશે, અથવા તો આપણું મસ્તક ધડ ઉપરથી જુદુ થશે. હિંદુસ્તાનની ગુલામી જોવાને આપણે જીવશુ નહિ

કાગવાસની વાત તો છેરીજ કરો મને છૂગ રાખવાની વાત સરકારને જો મજૂર હશે તો, જેલ ભરવાની વાત તમારી સામે હુ કરનાર નથી જેનસરતી દાગ, સરકારના સકટના સમયે, તેની મૂઝવણ વધારવાની મારી મરજી નથી

આઝાદીનો જ વિચાર કરજો આઝાદ માનવી તરીકેનુ જીવન હવે જીવતા થજો

પ્રભુના સાનિધ્યમા અને અતરની સાક્ષીએ પ્રતિજ્ઞા કરો કે, આઝાદી મેળવ્યા સિવાય જપવુ નથી જાન ખોશે તે અમર થશે અને જીવવા ઇચ્છશે તે મોતને તાબે થશે આઝાદી બાયલાઓની વસ્તુ નથી [ ૮ મી ઓગસ્ટની મહાસમિતિની બેઠક સામેના પ્રવચનમાથી ]

૪૦ તહોમતનામાને ૧૧ મે પાને લેખક લખ્યુ છે કે, 'વાતનો સાર કહુ તો, જાપાન સામેની હિદની રક્ષા કરવાને એકલી અહિસા કારગત બનવાની વાતમા શ્રી ગાધીની શ્રદ્ધા નહોતી હિદની રક્ષા કરવાની સાથી સત્તાની શક્તિમા પણ શ્રી ગાધીની શ્રદ્ધા નહોતી અલ્હાબાદવાળા ઠરાવના ખરડામા તેમણે કહ્યુ હતુ કે, હિદની રક્ષા કરવાને બ્રિટન અશક્ત હતુ

'શ્રી ગાધીના હરી જાવ હિદમાથી ના આદોલનોમાથી અંગ્રેજોની વિદાય આવનાર હતી અને તે પછીથી હિદુસ્તાનની કામચલાઉ સરકાર અસ્તિત્વમાં આવનાર હતી અથવા તો, તેમણે કહ્યુ હતુ તેમ આધી આવનાર હતી હિદી લશ્કર વિખેરવાનુ હતુ સાથી સત્તાની સેનાને, કામચલાઉ સરકાર સામેની સધિની શરતો અનુસાર હિદમાં રહેવા દેવામા આવનાર હતી આ સેનાને સહાય આપવા માટે, જાપાન સામે હિદુસ્તાન અમલકાર કરનાર

હતુ—જો કે, શ્રી ગાધીના પોતાના કથન અનુમાર, માથીસેનાની લડાઈ સામે, આવા અમહકારનો ઉપયોગ ઓછો જ હતો

'અને છેલ્લે, આ બધી દલીલો છતાય હિંદુસ્તાનની રક્ષાને લગતી સાથીસેનાની તાકાદ પરની શ્રી ગાધી અને મહાસભાની શ્રદ્ધાની વાત માની લઈએ તો ય, સાથીસેનાની આવી તાકાદના હિંદુસ્તાનની કામચલાઉ સરકારની થનારી સુયોગ્ય રચનાને માથેના આધારની શ્રી ગાધીએ કરેની વાત વીસરાય નહિ.

'આવી સરકારમા હિંદના બધા પક્ષોનુ પ્રતિનિધિત્વ રાખવામા આવનાર હતુ તો પછી, એ સરકારના ભાવિ વર્તાવની વાત શ્રી. ગાધીથી એકલાથી તો શી રીતે જ કરી શકાય ? પણ એ સરકાર પરની પણ મહાસભાની જ સત્તા સર્વોપરી રાખવાને શ્રી ગાધીની મરજી હોત તો મારે કઈ કહેવુ નથી

'મુબઈના ઠરાવમા, ચાહે તેવી બુલંદ વાતો પોકારવામાં આવી હતી છતા ય, આવુ પદ ભોગવવાની મહાસભાની દાનત તો ચોખ્ખી જ હતી

'તો પછી, પરિસ્થિતિ તો એવી જ બને કે, હિંદુસ્તાનની કામચલાઉ સરકાર પર એક એવી ટોળીનું વર્ચસ્વ પડે જેનુ માનસ પરાજયથી રગાયેલુ હતુ અને જાપાન સાથે મંદેશાઓ ચલાવવાની વાત જેના નેતાએ કયારની જ પોકારી હતી

'હિંદની કામચલાઉ સરકારની સ્થાપના પછીથી કરવામાં આવનાર કોમી એકતાને લગતા પ્રયાસોની બારીક તપાસ કરવાની ઈચ્છા નથી. આગલા પારીગ્રાફમાં કહેવાઈ ગયુ છે કે આવી સરકાર સાથે વર્ચસ્વ સ્થાપવાની મહાસભાની ઈચ્છા ચોખ્ખી હતી. રાષ્ટ્રનો કસ્વાભી અભિપ્રાય પણ માનતો જ હતો કે, મહાસભાની

મહમદ તો, હિંદુસ્તાન પર કોંગ્રેસ–હિંદુરાજ સ્થાપવાને લગતી જ હતી. શ્રી. ગાંધીનાં પોતાનાં લખાણોમાંથી જ માલૂમ પડે છે કે, આવી સરકાર સ્થાપવાને લગતી શ્રી. ગાંધીની શ્રદ્ધા પણ ઓછી જ હતી.'

આ ટૂંકો સાર, અતિશયોક્તિનો એક સુંદર નમૂનો બન્યો છે. મારાં મંતવ્યોની, મહાસભાનાં વકતવ્યોની અને આઠમી ઓગષ્ટના ઠરાવની અતિશયોક્તિ આ નમૂનાએ બરોબર કરી છે.

હું માનું છું કે, મારા આ વકતવ્ય દ્વાર, મારી પરિસ્થિતિની મેં બરોબર ચોખવટ કરી છે અને મેં બરોબર બતાવી આપ્યું છે કે, મારે લગતી ગેરસમજ પ્રસરાવવાનો લેખકે એક ઘાતકી પ્રયાસ કર્યો છે.

પણ લેખકની આ અતિશયોક્તિ સામે મારાં મંતવ્યોની વધુ ચોખ્ખી રજૂઆત હું હાજર કરું.

હતી. પણ આ કામ તો તોજ બને જો અંગ્રેજોની વિદાય શાંતિપૂર્વક બને. નહિતર આંધીનો સમય આવી પડે.

ख हिંદી સેના તો, સ્વાભાવિક રીતેજ, વિખેરાઇ રહે, કારણ કે એની રચના અંગ્રેજ સરકારે કરી છે, સિવાય કે, એ સેના સાથી સત્તામાં મેળવાઇ જવાની વાત મંજૂર કરે અથવા તો, પોતાની વફાદારી તે હિંદની કામ ચલાઉ સરકારને ચરણે ધરે.

ग સાથી સત્તા અને આઝાદ હિંદની સરકાર સાથેની સંધિ અનુસાર સાથી સત્તાની સેના હિંદુસ્તાનમાં રહી શકે છે.

घ હિંદુસ્તાન જો આઝાદ બને તો બની શકતી લશ્કરી સહાય તે આપી રહે. પણ હિંદુસ્તાનના ઘણા વિરાટ પ્રદેશોમાં, જ્યાં લશ્કરી શકયતાઓ હજુ જરાય વિકાસ પામી નથી ત્યા તો, જનતાનું કામ, અતિ ઉત્સાહપૂર્વક, અહિંસક રીતે જ, આગળ જશે.

૪૧ : તે પછીથી, લેખકનો સારાંશ કામચલાઉ સરકારની વાત કરે છે. આના સંબંધમાં મહાસભાના ઠરાવના લાગતાવળતા ભાગો જ હું હાજર કરૂં:

" એટલે, અખિલ હિંદ મહાસમિતિની આ બેઠક અંગ્રેજ સરકારે હિંદુસ્તાનમાથી હટી જવાની માગણી કરે છે. અંગ્રેજ સરકારની આવી વિદાય પછીથી, હિંદુસ્તાનમાં કામચલાઉ સરકારની સ્થાપના થશે.

" આ કામચલાઉ સરકાર સાથીસત્તાની ભેરૂ હશે. માનવ-જાતની આઝાદીની રક્ષાના તમામ પ્રયાસોમા આ સરકાર સાથી સરકારની સાથેજ હશે.

" આવી કામચલાઉ સરકારની સ્થાપના રાષ્ટ્રના બધા ય પક્ષોના સહકારની ખેવના કરે છે

"આ સરકારમાં હિંદના તમામ મુખ્ય પક્ષોનું પ્રતિનિધિત્વ સામેલ થશે.

"આવી સરકારનું પહેલું કામ તો, અહિંસક અને હિંસક, તમામ શક્તિઓ દ્વારા, હિંદની આઝાદીની રક્ષાનું જ હશે. ખેતર અને કારખાનાંના કામદારોનું હિત આગળ ધપાવવાનું કામ આ આઝાદ સરકાર કરતી હશે. અંતને છેડે તો, સત્તાનાં સૂત્રો આ કામદારોના હાથમાંજ રહેવા ઘટે.

"આ કામચલાઉ સરકારને હાથે એક લોકપ્રતિનિધિ સભાની રચના થશે. આ સભાને હાથે, હિંદની આખી જનતાને સ્વીકાર્ય એવું બંધારણ તૈયાર થશે.

"મહાસભાના મત અનુસાર તો, આ બંધારણની રચના સમૂહતંત્રના પાયાને આધારેજ મંડાવી ઘટે છે. આ સમૂહતંત્રના નિરનિરાળા એકમોની પૂરેપૂરી સ્વતંત્રતા સચવાવી જ ઘટે. હિંદુસ્તાન અને આથી સત્તા વચ્ચેના ભાવિ સંબંધની વાત લાગતાવળગતા પક્ષોના પ્રતિનિધિઓની ખાસ મંત્રણા દ્વારા જ નક્કી થશે. જનતાના સંપૂર્ણ બળ સાથેની, આક્રમણનો સામનો કરવાની આઝાદ હિંદની તાકાદ વધુ મદદ હશે.

"છેવટે, ભાવિ હિંદની રચનાને લગતા પોતાના ખ્યાલનું આટલું સ્પષ્ટીકરણ કર્યા પછી પણ, અખિલ હિંદ મહાસભા સમિતિ જાહેર કરે છે કે, જનતાની લાગ ઉભી કરીને, હિંદુસ્તાનની સત્તાની લગામ પોતાના હાથમાં ધારણ કરવાની મહાસભાની ઇચ્છા નથી. સત્તા જ્યારે પણ આવશે ત્યારે પણ, આવેલી સત્તા તે, જનતાનેજ સુપ્રત થશે"

મારો દાવો છે કે આ ઠરાવમા કોઇ પણ 'અવ્યવહારૂ અથવા તો વધુ પડતી વાત' તો કરવામા આવી જ નથી

ઠરાવનુ છેલ્લુ વાકય મહાસભાની સચ્ચાઇ અને તેની તટસ્થતા બરોબર પુરવાર કરે છે

અને હિંદુસ્તાનના બધા પક્ષો જાપાનની સામે પડયા છે અને ફાસી અને નાઝી સત્તાની પણ સામે જ પડયા છે એટલે, એ વાતના ઉલ્લેખની તો આવશ્યકતા જ નથી કે, જે કોઇ પણ કામચલાઉ સરકારની હિંદુસ્તાનમા સ્થાપના થશે, એ સરકાર, હિંદુસ્તાનની આઝાદી જાહેર કરીને સાચી પ્રજાવાદી બનેલી સાથી સત્તાની સાથેજ હશે

૪૨ અને કોમી એકતાના સંબધમા તો, એ એકતાને તો, હિંદુસ્તાને પોતાનો પ્રાણપ્રશ્ન કર્યો છે મહાસભાના પ્રમુખ આખા જગતની ઇસ્લામી આલમ વચ્ચેના એક સુવિખ્યાત પંડિત રહ્યા છે આ ઉપરાંત, મહાસભાના મંત્રીમંડળમા ત્રણ મુસ્લિમ સભ્યો પણ, સામેલ રહ્યા છે

આશ્ચર્યની વાત છે કે, લેખકે ઇસ્લામી અભિપ્રાયનો ઉલ્લેખ કર્યો છે

હિંદુસ્તાનની મહાસભાના 'કોંગ્રેસ-હિંદુરાજ' સ્થાપવાના ઇરાદાઓને લગતી વાતો મુસ્લિમ લીગ ભલે ફેલાવ્યા કરે, પણ મુસ્લિમ લીગની પાખ તળે આશરો લેવાનો એક સમર્થ સરકારનો પ્રયાસ તો જરાય છાજતો જ નથી

'જુદા પાડો અને રાજ કરે'- વાળા સામ્રાજ્યવાદી મંત્રની ચાલ આમાં તો ઉઘાડી જ પડી છે

મુસ્લિમ લીગ અને મહાસભા વચ્ચેના મતભેદનો સવાલ તો અમારા ઘરનોજ સવાલ પડયો છે. પહેલાં નહિ-તો, પરદેશી સત્તાની વિદાય પછીથી તો, આ મતભેદો, જરૂર, ટીટી જ જશે.

૪૩ : બીજા પ્રકરણનો અંત પુસ્તિકાના લેખકે આ રીતે કર્યો છે : 'મહાસભાની માગણી જો મંજૂર થશે તો, સાથી સત્તાના પ્રયાસોને એ માગણી અડચણ નહિ પણ મહાયભૂત થશે એવી ઠરાવ ઘડનારાઓની માન્યતાનો આધાર આ બે વાતને માથે જ રહ્યો છે—એક, સાથી સત્તાને સહાય કરવાની જે સંસ્થાની ઇચ્છા હતી એ સંસ્થા, પોતાની માગણી જો નામંજૂર કરાય તો, સાથી સત્તાને અડચણરૂપ થનારાં સામુદાયિક અદિાલનો જગવવાની વાત શા સારૂ કરે ? અને બીજું, હજુ તો, થોડાક સમય પૂર્વે જ, સાથી મત્તાને મહાય આપવામા શ્રી. ગાધીએ ગણાવેલા 'પાપ'ની વાત ખ્યાલમા ગખતા ચોખ્ખું નથી કે, પોતાની રાજદ્વારી માગણીઓને સંકટમાં સપડાયલા ઈંગ્લાડ પાસે અમલમાં મુકાવાની ઘડી મહાસભાના આગેવાનોએ આવેલી જ માની હતી !

'આ સવાલોના જવાબ તો વાચનારાઓ જ આપી રહે.'

મારે તો આ સવાલના જવાબો બે રીતે જ આપવા ઘટે છે—વાંચનાર તરીકે અને તહોમતદાર તરીકે. હું માનુ છું કે મહાસભાની માગણી જો સ્વીકારવામા આવે તો સાથી સત્તાનું સામર્થ્ય, જગતભરમા, વધુ મોટુ બને અને મહાસભાની માગણીનો જો ઇન્કાર કરાય તો એ માગણીને અમલમાં લાવવા માટે સાથી સત્તાનું તંત્ર અટકાવી મૂકનારી હિલચાલ હિંદુસ્તાન ઉભી કરે. એ બે વાતો વચ્ચે કોઇ પણ પ્રકારની અસંગતતા જોવતી નથી.

સાથી સત્તાનુ 'તંત્ર અટકાવી મૂકવા' માટે મહાસભાવાદીઓ પ્રાણુ પાથરવાને તૈયાર થયા છે. એ એક જ વાતમાં મહાસભાની સચ્ચાઇનો મદદરમાં સદ્ધર પુરાવો પડયો છે.

સાથી સત્તાનું તત્ર જો પ્રજાવાદની જ લડતમાં પડયું છે તો મહાસભાની માગણીનો સામનો કરવાની જરૂર તો એ તંત્રને માટે અતિ ઓછી જ હશે

મારી માન્યતા વધુ મજબૂત બની છે કે, લડાઇનુ સંચાલન કુશળતાપૂર્વક તો કરવામા આવતુંજ નથી. લડાઇના કુશળ સંચાલન સાથે મડાઇ રહેલા સાથી સત્તાના એશ સામે ચીન, હળવે હળવે તૂટતુ જણાય છે.

મહાસભાને કચડી નાખવાનો પ્રયાસ કરીને, જાપાનની એડી તળે દબાયલા ચીનની લાખ્ખોની જનતાને મળનારી સહાય આડે સાથી સત્તાએ એક મહાન અવરોધ ઉભો કર્યો છે.

૪૪. અને બીજા સવાલનો જુદો જવાબ આપવાની આવશ્યકતા મને દેખાતી નથી. મારા 'આદેશ' અનુસાર જે મહાસભાવાદીઓએ, એક વર્ષ પૂર્વે, સરકારને માણસો અથવા તો નાણા આપવામાં 'પાપ' માન્યુ હતું એ મહાસભાવાદીઓને આજે હું બીજો 'આદેશ' સમર્પણ કરૂ છુ તો પછી એ મહાસભાવાદીઓનો સવાલ તો રહેતો જ નથી.

મારે પોતાને માટે તો, એક વર્ષ પૂર્વે હતો એટલો જ લડાઇ પ્રત્યેનો મારો વિરોધ, આજે પણુ, મોજૂદ પડયો છે. પણુ બધાય મહાસભાવાદીઓ પણ આવુ જ માનસ ધરાવી રહ્યા છે એમ માનવાનું કારણુ નથી.

અહિંસાની નીતિનો મહાસભા તો હમણા જ, ત્યાગ પણ કરે—જો એમ કરવાથી આવનાર સ્વરાજની તેને ખાત્રી જ મળે અને એ વખતે મારી સલાહ પૂછવા આવનારા માનવીઓને તો હું એમજ કહુ કે, પોતાના અને પ્રજાવાદને નામે લડાઈમાં પડેલી પ્રજાના ઉદ્ધારના પ્રયાસમા જ તેઓ મશગૂલ બને

લશ્કરી તાલીમની જરૂર આ પ્રયાસમા જો પડતી જણાય તો, મને અને મારા જેવુ માનસ ધરાવતા અન્ય માનવીઓને છોડીને, જનતા એવા પ્રયાસમાં પણ ભલે મશગૂલ બને

ગઈ લડાઈમા અને બોઅર લડાઈ વેળાએ પણ મે તો આમ જ કર્યું

એ વખતે હુ 'સારો માણસ' હતો કારણ માત્ર એટલુ જ હતુ કે, મારાં પગલાઓ બ્રિટિશ સરકારને રૂચતા હતાં આજે સરકાર મને પોતાના દુશ્મન તરીકે માનતી જણાય છે—હુ પલટ્યો છું એટલા માટે નહિ, પણ ત્રાજવામા પડેલી સરકાર જોખમા ઓછી ઉતરી છે એટલા ખાતર

ગઈ કાલે હુ અંગ્રેજોનો સહાયક હતો કારણકે તેઓના શુભ હેતુઓમાનો મારો વિશ્વાસ મક્કમ હતો આજે હુ તેઓના રસ્તા પરનો એક કાંટો બન્યો છુ કારણકે, મારામા જગવેલા વિશ્વાસનુ પાલન કરવાને બ્રિટિશ સરકાર આજે તૈયાર નથી

લેખકે ખડા કરેલા બે સવાલોને લગતા મારા આ જવાબો કરડા હશે, પણ પ્રભુએ આપેલી આખો દ્વારા મે જોયુ એ સત્ય છે નગદ સત્ય સિવાય એમાં બીજુ કાઈ પણ નથી

૪૫ મારી સામેના તહોમતનામાની મૂળ વાત તો એટલી જ છે કે 'ઉભી થનારી ચળવળને લગતી દરેકેદરેક

આગાહીઓના સંબંધમાં કરવામાં આવેલો અહિંસાનો ઉલ્લેખ એ તો માત્ર એક 'પવિત્ર આશા' જ હતી, 'મોઢાંની જ વાતો' હતી અને મહાસભાના શ્રી. ગાંધીના શિષ્યોને અપાયલી અહિંસાને લગતી ચેતવણીઓની કોઇ ખાસ અસર ઉપજી નથી'

૪૬ : આમા પણ લેખકે પોતાના કથનને લગતી કોઇ પણ સાબિતી તો આપી જ નથી. મારાં લખાણો અને મારા વકતવ્યોમાથી 'અહિંસા'ને લગતા ઉલ્લેખો, જો કાઢી શકાય તો બાઇબલના 'આદેશો'ના નકારો પણ ભુંસી શકાય અને ખૂનખરાબી અને ચોરી વિગેરેના અપરાધો કરવાનો નાદ પણ જળવી શકાય.

જે એક જ ચીજને આધારે હું જીવતો પડયો છું અને જેના સિવાય મારી પાસે બીજી એક પણ મતા આજે મોજૂદ નથી એ એક જ ચીજ પર લેખકનો હાથ ત્રાટકી પડયો છે.

અને અહિંસાને લગતા મારા ઉલ્લેખોની કિંમત કાઢી નાંખવા માટે લેખકે રજૂ કરેલા પુરાવાઓમાં નિરાધાર આક્ષેપો અને એવાં જ સૂચનો સિવાય બીજુ કાઇ પણ નથી. 'લડત અંતિમ હતી. પરદેશી રાજ તોડવાની હતી, ભલે તેની કિંમત ચાહે તે પડે' પણ અહિંસક લડતની કિંમત ભરવા ઇચ્છનાર માનવીએ એ કિંમતતો પોતાના જ લોહીથી ભરવી રહી છે એ વાત ભૂલવા જેવી નથી.

'હુલ્લડોને માટેની પણ શ્રી. ગાંધીની તૈયારી હતી.' સાચી વાત છે કે હુલ્લડનું જોખમ વ્હોરવાને પણ હું તૈયાર હતો. અહિંસક અથવા તો હિંસક, કોઈ પણ મોટી લડાઈ જોખમોથી તો ભરેલી જ રહે છે. પણ અહિંસક લડાઈના તરીકાઓ તો સદંતર જુદા જ બને છે. અને હુલ્લડો અટકાવવા માટે હું મારાથી બનતું કરત.

તેમ છતાં પણ, મારો 'સૌથી પહેલો પ્રયાસ તો માત્ર વાઈસરૉયને મળવાનો જ હતો ને ? અને જોખમનો સવાલ એમાં ક્યાંથી હતો ? સરકાર ધારત તો મને જોખમ લેતો તે જરૂર અટકાવી શકત. પણ સરકાર તો મને કેદમાં જ હડસેલી રહી.

સામુદાયિક આંદોલનોના સ્વરૂપની વાત તો લેખકે જાણી જ નથી. કારણ કે સામુદાયિક ચળવળ તો માંડવામાં આવી જ નથી. આવી ચળવળને લગતી કોઈ પણ સૂચના મારા તરફથી આપવામાં આવી નથી.

૪૭ : 'આજની ફરિયાદો'ના સંપૂર્ણ ઉપયોગનું લેખકે મારા પર આરોપણ કર્યું છે. પણ આવો ઉપયોગ માત્ર આજનો જ નથી. એવો ઉપયોગ તો મહાસભાના અવતાર પહેલાંથી પણ ચાલતો જ રહ્યો છે. એ ઉપયોગ કોઈ વાર અટક્યો નથી અને પરદેશી તંત્ર જ્યાં સુધી જીવતું પડ્યું છે ત્યાં સુધી એ ઉપયોગ કેમ અટકી શકે ?

૪૮ : 'છેવટે, દરેક માણસે પોતાને આઝાદ માનવી જ માનવાનો હતો. આઝાદ માનવીના જેવું જ વર્તન દરેક માણસે કરવાનું હતું. આ છેલ્લા શબ્દો અથવા તો તેનું સત્વ મહાસભાના ઠરાવમાં સમાવવામાં આવ્યું હતું.'

પણ, અહિં પણ પુસ્તિકાના લેખકે કેટલીક વાત છૂપાવવાનો પ્રયાસ કર્યો છે. મહાસભાના ઠરાવનો સંબંધ ધરાવતો ભાગ આવો હતો : 'યાદ રાખવું ઘટે કે અહિંસા તો ચળવળનો પાયો જ હતો. એવો પ્રસંગ પણ આવી પડે જ્યારે અમને કોઈ પણ સૂચનાઓ પહોંચાડવાનું કામ મુશ્કેલ બને. સમિતિઓ કામ કરતી અટકી પણ પડે. આવું બને ત્યારે, આજ પૂર્વે અપાયેલી સામાન્ય સૂચનાઓ વચ્ચે રહીને દરેક માનવી પોતાને પંથે વધુ

આગળ ધપે. આઝાદીના તલસાટવાળો દરેક માનવી પોતાનો જ નેતા બને. કપરા પથે તે આગળ વધે. વિસામો ખાવા સિવાય તે આગળ વધે. આઝાદી તે લીધે જ રહે.'

કઈ ચોંકાવનારી વાતનો આ ઠરાવ ઉલ્લેખ કરે છે ? એ ઠરાવે તો માત્ર એક વ્યવહારૂ વાતનો જ ઉલ્લેખ કર્યો છે. નેતાઓ કારાગારમાં પડે અથવા તો પોતાની સંસ્થા જ્યારે કામ કરતી અટકી પડે ત્યારે, સ્વાભાવિક રીતે જ, દરેક માનવી પોતાનો નેતા બને.

સાચી વાત છે કે, અગાઉ 'સરમુખત્યારો'ની યોજના કરવામાં આવતી હતી. પણ આવા 'સરમુખત્યારો'ની નિમણુંકનો હેતુ તો જેલભરતીનો જ હતો. અનુયાયીઓ સાથેનો સંબંધ તો, ત્યારે પણ, મુશ્કેલ હતો. છૂપી રીત સિવાય એવો સંપર્ક અશક્ય હતો.

પણ જેલ ભરતીની યોજના આ વખતે ગેરહાજર હતી. આ વખતની ચળવળમાં તો માથું મૂકવાની જ વાત હતી. અને એટલે અહિંસાની નક્કી કરાયલી રીત અનુસાર, અપાયલી સૂચનાઓ વચ્ચે, દરેક માણસને પોતાના નેતા બનવાની વાત કહેવામાં આવી હતી.

પણ આવી નેતાગીરીના સંબંધમાં ઘડાયલી આ બે શરતોને સંતાડી રાખીને સત્યને સંતાડી રાખનારો અપરાધ, સાચે જ, અક્ષમ્ય જણાય છે.

૪૯ : પુસ્તિકાના લેખક, તે પછીથી, મે ધારેલી ચળવળ દ્વારા થનાર અહિંસાના પાલનની શક્યાશક્યતાની વિચારણા કરે

છે, અને મેં પોતે પણ આ ચળવળને અહિંસક રાખવાની યોજના વિચારી હતી કે કેમ? એ વાતની પણ લેખક વિચારણા કરે છે

પણ હું સૂચવી ગયો છું કે, જે ચળવળ શરૂ કરવામાં આવી નથી એ ચળવળના સ્વરૂપની વાત વિચારનારું માનસ વ્યાજબી નથી.

મારી ચળવળના અહિંસક બનનારા સ્વરૂપને લગતી પોતાની માન્યતાના સમર્થનમાં, અહિંસક ચળવળને માટે મેં વાપરેલી લશ્કરી ભાષાનો લેખકે ઉલ્લેખ કર્યો છે. પણ આવી ભાષાનો ઉપયોગ તો મેં છેક દક્ષિણ આફ્રિકાથી જ કર્યો છે. પણ મારી આવી રીતથી, આટલાં વરસો દરમીઆન, કોઈ પણ વાર, અહિંસક આંદોલનોનું હિંસક સ્વરૂપ જનતાએ ધારેલું મેં જોયું નથી.

અને સત્યાગ્રહની રીત પણ એક પ્રકારની અહિંસક લડાઈ નથી તો બીજું કાંઈ પણ નથી. એટલે, સત્યાગ્રહનાં આંદોલનો પરત્વે પણ, લડાઈની ભાષા તો સાવ સ્વભાવિક બને છે.

અને 'આત્માની તલવાર,' 'સત્યની સુરંગ,' 'પીરજની ઢાલ,' 'સત્યની કિલ્લેબંધી પરનું આક્રમણ' અને 'પ્રભુ સાથેની લડાઈ'—આ અને આવાં વાક્યો આપણામાંના ઘણા માનવીઓએ કયાં સેંકડોવાર વાપર્યાં અથવા તો સાંભળ્યાં નથી? છતાંય, ભાષાના આવા પ્રયોગોનો દોષ કોઈએ કોઈવાર કાઢયો આપણે સાંભળ્યો નથી.

અને મુક્તિફોજ તરફથી લડાઈની ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો નથી? આ મુક્તિફોજમાં તો 'કર્નલો' પણ છે ને 'જેપ્ટને' પણ પોતાનાં પદ ભોગવી રહ્યા છે. અને છતાંય, આ

મુક્તિફોજને હથિયારોથી લડાઇ ખેલનારી જમાત માનવાની ભૂલ હિંદુસ્તાનના કોઈ પણ માણસ તરફથી કરવામાં આવેલી કોઇએ જાણી નથી.

૫૦ : અને જાપાનીઓનાં આક્રમણ સામે ઝઝૂમવાની અહિંસાની શક્તિમાંની મારી શ્રદ્ધાના અભાવની વાત પણ સાચી નથી. મેં કરેલી વાત તો માત્ર એટલી જ છે કે, હિંસક સંગ્રામની સાથે સાથેના અહિંસક સંગ્રામની શકયતાઓ વધુ ઝાઝી નથી. સાચી વાત છે કે, બહારના આક્રમણ સામે ઝુઝવાની અહિંસાની શક્તિના સંબંધમાં મૌલાના સાહેબ અને પંડિત જવાહરલાલ નેહરૂ કેટલીક શંકાઓ ધરાવી રહ્યા છે.

પણ ઈંગ્લાંડના સામ્રાજ્યવાદ સામે ઝઝુમવાની અહિંસાની શક્તિમાં તો તેઓની માન્યતા પણ મારા જેટલી જ વિપુલ રહી છે.

હું તો જાપાન અને ઈંગ્લાંડ બંનેના સામ્રાજ્યવાદનો એક સરખોજ ઈન્કાર કરૂં છું.

અને મારા 'હરિજન'ના લેખો દ્વારા હું ઘણીવાર બતાવી ગયો છું કે, બહારથી આવનાર આક્રમણના કરતાં ઘરમાં પડેલી બુરાઇ સામે ઝૂઝવાની વાત વધુ સહેલી હશે.

૫૧ : કબુલ કરૂં છું કે અહિંસાની વાતમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવનારાઓની સંખ્યા તો કદાચ ઓછી જ હશે, પણ હું તો ઘણીવાર કહી ગયો છું કે, અહિંસામાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવનારા માનવીઓની સંખ્યાની ચિંતા મેં ખાસ સેવી નથી. જનતા જો અહિંસક લડાઈના નિયમોનું યથાસ્થિત પાલન કરે તો, હું તો એ વાતને પણ, પૂરતી જ ગણું છું.

પર : અને લેખકના આ પારીગ્રાફમાં તો ગેરમમજ પ્રસગવવાની તેની કલાની અવધી જ પડી છે: લેખક કહે છે, 'શ્રી. ગાંધીની સામે તેમની આગલી ચળવળોના દાખલાઓ મોજૂદ હતા. અહિંસક કહેવાયલી આ ચળવળોમાંથી ભયંકર હિંસા પ્રકટી હતી'

પણ મારી પાસે માગ ૨૦ સત્યાગ્રહોની એક યાદી પડી છે. કેટલીકવાર એવુ બન્યું કે પ્રજાનો રોષ ઉછળી પણ પડયો છે અને થોડીક ખુનામરકી પણ થઈ છે. પણ ભૌગોલિક મર્યાદામાં રશિયા સિવાયના યુરોપ જેવડા, અને વસ્તીની ગણતરીમાં તો એથી પણ વધુ મોટા, હિંદુસ્તાન સાથે સરખાવતા આ ખુનામરકી અતિ નાની, નામની જ ગણાય.

પણ મહાસભાની નીતિ જો હિંસાની જ હોત અથવા તો મહાસભાની અહિંસા પગલેની શિસ્ત જો જરાક પણ ઢીલી પડત તો આવી નામની હિંસાને બદલે હિંદુસ્તાનમા હિંસાનો એક આખો જ્વાળામુખી જ ફાટી પડત

પણ હિંસાના તત્વો જ્યારે જ્યારે પણ ઉછળ્યા હતાં, ત્યારે, મહામભાની આખી સંસ્થાએ, એ તત્વોને દબાવવાના સદર પગલાઓ જ માડયાં હતા કેટલીકવાર તો મે ઉપવાસો પણ આદર્યાં હતા.

જનતા પર આ બધાની ચમત્કારિક અસર થવા પામી હતી. આફ્રિકા, ખેડા, ચપારણ્ય, બારડોલી અને બોરસદ, આ અને આવા બીજા સત્યાગ્રહો હિંસાથી વેગળા જ હતા. આ બધા સત્યાગ્રહો પરત્વે પ્રજાએ અહિંસાના નિયમો બરાબર પાળ્યા હતા.

આમ છતા પણ આ આખો ઇતિહાસ સદંતર વીસરીને, પુસ્તીકાના લેખક તો આલેખી જ ગયા છે કે, 'શ્રી. ગાંધીના

કહેવાતા અહિંસક સત્યાગ્રહોમાંથી તો ભયંકર હિંસાનો જ ઉદ્‌ભવ થવા પામ્યો હતો.'

મારો અનુભવ તો એથી ઉલટો જ થયો છે. હું તો માનું છું કે જે કેટલાક સત્યાગ્રહોમાં થોડાંક તોફાનો થયાં છે, એ તોફાનો પણ સરકારી પગલાંઓએ કરેલી કેટલીક અનિચ્છનીય ઉશ્કેરણીઓમાંથી જ ઉભાં થયાં છે.

હિંસા અટકાવવાને મહાસભાના મંત્રીમંડળના સભ્યો, સદાય, તત્પર હતા. કોઈ પરોપકારી હેતુઓસર નહિ પણ હિંસાને પરિણામે વધુ વેગળી જનારી આઝાદીને વેગળી જતી અટકાવવા ખાતર.

૧૯૨૦ ની પહેલા મહાસભા મારફત દેશને મળેલી કેળવણી પણ અહિંસાની જ હતી કારણ કે, નેતાઓનો વિશ્વાસ બંધારણીય આંદોલનોમાં જ હતો અને સરકારી વચનોમાંનો જનતાનો વિશ્વાસ હજુ કાયમ હતો. અને ૧૯૨૦ પછીના મારા આંદોલનોદ્વારા પણ જનતાને અહિંસાની જ કેળવણી મળી. મે કહ્યું અને પ્રજાએ અનુભવે જોયું કે, આઝાદી મેળવવાનો સૌથી વધુ સહેલ ઉપાય તો અહિંસાનો એ-ચોજ હતો.

દક્ષિણ આફ્રિકાના દિવસો પછીના મારા ૩૦ વરસોના અનુભવે મારામાં અખૂટ શ્રદ્ધાનું સીંચન કર્યું છે. અહિંસા દ્વારાજ હું તો હિંદુસ્તાનનો, અને દુનિયાનો ઉદ્ધાર પણ, કપી રહ્યો છું. કચડાયલી માનવજાત પરના અસંખ્ય અન્યાયોનું નિવારણ મને તો અહિંસામાં વસેલું જ માલૂમ પડયું છે.

મે તો નાનપણથી જ જોયું છે કે, અહિંસાનો ઉપયોગ માત્ર વ્યક્તિગત ઉદ્ધારનાજ ખપનો નથી. વિરાટ સમાજોને માટે પણ એ ઉપયોગ એટલો જ ઉપકારક બન્યો છે.

માનવજાતે જે શાતિની કલ્પના જમાનાઓથી કરી છે, એ શાતિ મને તો અહિંસામા જ માલૂમ પડી છે.

આમ છે એટલે, જગતની એક સમર્થ સરકારને હાથે કાગવાસી કગતા અહિસાના વિનમ્ર ઉપામગેવાળી વાત મને વેદના કરે છે હુ માનુ છુ કે આમ કરીને તેઓએ વિશ્વશાતિને તો ઘાયલ કરી છે પણ સાથી સત્તાના હિતને પણ અતિ મોટુ નુકસાન કર્યું છે

૫૩. લેખકે તો નિશ્ચિત માન્યુ કે મારી ચળવળમાંથી તો હિંસા જ જાગવાની હતી. પણ મારી માન્યતા તો એટલી ઉતની જ રહી છે હું માનું છુ કે મારી ચળવળની લગામ મારા નેતાઓના હાથમા જ જો રાખી શકાત તો અહિંસાનું પાલન બરાબર જાગવી શકાત.

૫૪: હુ કહેતો હતો કે આ વેળાએ તો, છેલ્લી હદ પર્યંત જવાનો જ મારો નિર્ધાર હતો—સરકારે કરેલી ઉશ્કેરણીમાથી હિંસા પ્રકટે તેય, અહિંસક આંદોલનો ચાલુ રાખવાનો જ મારો નિશ્ચય હતો. આજપૂર્વે, પ્રજાની હિંસા સામે મેં મારાં આંદોલનો ચોભાવ્યા હતાં પણ આ વેળાએ તો આખી દુનિયા લડાઇની આગથી જલતી હતી એવે પ્રસંગે મારાં અહિંસક આંદોલનો મારાથી રોકાય નહિ.

જગતની અણીની ઘડીએ, અહિંસાની વિરાટ શક્તિ સાબિત કરવાનો અવસર કોઇથી ચુકાય નહિ.

૫૫. મારી અહિંસા તે માત્ર 'મોઢાની જ અહિંસા' હતી એવા લેખકે કરેલા વિધાનના સમર્થનમાં પોલ પ્રજાના શૌર્યને લગતા મે લખેલા એક લેખના કેટલાક ભાગેની લેખકે ભારી

અતિશયોક્તિ કરી છે · 'બીજા શબ્દોમાં કહીએ તો કોઇ પણ સંગ્રામમાં બે પક્ષોમાંનો નબળો પક્ષ તો, વાપરી શકે તેવા હિંસક ઉપાયો વાપરી શકે છે. અને છતાં ય, તે અહિંસક રીતે જ લડતો ગણાય. અથવા તો, એથી પણ જુદી રીતે કહીએ તો, ચઢિયાતા બળ સામેની હિંસા, આપોઆપ, અહિંસામાં જ પલટી શકે છે. 'અહિંસક બળવા' સારુનો કેવો મગજકપટી પ્રકાર !'

પણ મારા લખાણમાંથી આવું ગેરસમજ ઉપજાવનારું અનુમાન કાઢવાનો લેખકનો અધિકાર મને મંજૂર નથી. રોજના અનુભવથી ઉલટી વાત મારાથી કેમ ઉચ્ચારી શકાય ?

સંપૂર્ણ રીતે સમોવડિયા હોય એવા માનવીઓ વચ્ચે તો લડાઇઓ જાગતી જ નથી એકથી નબળો, બીજો પક્ષ તો, જરૂર હોવો જ ઘટે.

મેં આપેલા ઉદાહરણથી તો માત્ર એટલી જ વાત ફલિત થાય છે કે, નબળા પક્ષ તરફથી તો હિંસક તૈયારીઓ કરવામાં આવતી જ નથી કારણ કે તેની તો લડાઈ કરવાની ઇચ્છા જ નથી પણ તેના પર આક્રમણ કરાય છે ને હાથમાં આવે તે હથિયાર ધારીને તે સામનો કરે છે

મારા પહેલા ઉદાહરણમાં તો ધાડપાડુઓના ધાડા સામે એકલે હાથે ઝૂઝતા તલવારધારીની જ વાત રહી છે અને મારું બીજું ઉદાહરણ શિયળ સાચવવા ખાતર નખ, દાંત અથવા તો ખંજર વાપરનારી નારીનું બને છે એ નારી તો અણીની ઘડીએ જ ઉછળી પડે છે અને મારૂં ત્રીજું ઉદાહરણ આક્રમણકારી બિલાડીની કાયા પર પોતાના તીણા નખ ભગવનારા ઉંદરનું બને છે.

વિચારપૂર્વક વાપરવામા આવતી હિંસાના સમર્થનમા વપરાય નહિ એટલા જ માટે મારા તરફથી આ ત્રણ ખાસ ઉદાહરણો જ પસદ કરવામાં આવ્યા હતાં

આવી હિંસા વાપરનારો માણસ આક્રમણકારને દબાવી દેવા પૂરતો અતિમ વિજય તો પામતો જ નથી આક્રમણકારની માગણીને તાબે થયા સિવાય, આવી વ્યક્તિ પોતાનો પ્રાણ પાથરી રહે છે

અને પોલ પ્રજાની વાત કરતા ભાષાની પસંદગી પણ મે અતિશય કાળજીપૂર્વક કરી હતી અમુક સંખ્યા સામેના પોલ પ્રજાના બચાવને મે 'લગભગ અહિંસક' તરીકે જ ઓળખાવ્યો હતો

૫૬ અખિલ હિંદ મહાસમિતિ સામેના ૭ મી અને ૮ મી ઓગસ્ટના મારાં ભાષણોમાના અહિંસાને લગતા મારા વચનોનો ઉલ્લેખ અહિં આવશ્યક બને છે

"હું તમને ખાત્રી આપુ છુ કે ૧૯૨૦ માં હતો એજ ગાંધી આજે પણ રહ્યો છુ કોઈ મૂળભૂત ફેરફારો મારામાં આવ્યા નથી ત્યારે હતો એટલો જ અહિંસાનો ઉપાસક હું આજે પણ રહ્યો છુ ઊલટો અહિંસાને લગતો મારો ઉત્સાહ આજે વધુ જોરદાર બન્યો છે વિશુદ્ધ અહિંસા સિવાય મારી પાસે બીજી કોઈ વાત જ નથી

"તમારી સામેના ઠરાવમાં પણ અહિંસા જ ભરી છે અને આવનારી ચળવળમાં પણ અહિંસા જ હશે એટલે તમારામાના જે કોઈમા પણ અહિંસા પ્રત્યેની શ્રદ્ધા ઓછી હશે તેઓ તે આ ઠરાવની તરફેણમાં પોતાનો મત આપવાથી અળગા જ રહે

"મારી વાત હુ વધુ ચોખ્ખી કરૂં. પ્રભુએ મને અહિંસાનુ અમોઘ શસ્ત્ર અર્પણ કર્યું છે, હું અને મારી અહિંસા આજે કસોટીએ જ ચઢીએ છીએ.

"આખી દુનિયા આજે હિંસાના ભડકામાંજ હોમાઇ રહી છે. એ વેળાએ પ્રભુએ મને સુઝાડેલા અહિંસાના અમોઘ શસ્ત્રનો ઉપયોગ કરવામા હુ પાછો પડું તો મારા એ અપરાધની ક્ષમા ઈશ્વર મને આપે નહિ મારૂ પગલુ તો મારે ભરવુ જ ઘટે.

"રશિયા અને ચીનને માથે ઝઝૂમતુ જોખમ મારાથી દીનવદને નિરખાય નહિ

"આપણે કોઇ સત્તાનો જંગ ખેલતા નથી. આપણી અહિસક લડાઇ તો હિદની મુકમ્મલ આઝાદીની જ ખેવના કરે છે હિંસક લડાઇમા તો સફળ સરદાર સરમુખત્યાર બનીને પણ બેસી પડે. પણ મહાસભાની અહિસક લડાઇમા સરમુખત્યારીનુ સ્થાન તો કયાંય પણ નથી.

"અહિંસક સૈનિકના દિલમા આઝાદી સિવાય કોઇ ઝખના જ નથી. સ્વરાજ આવ્યા પછીથી આવનાર સત્તાના સૂત્રોની પરવા મહાસભાએ રાખી નથી. આવનારી સત્તાની માલેકી તો જનતાની જ હશે સત્તાની સોપણી કરવાનુ કામ તો આ જનતાનું જ થશે.

"કદાચ એવુ પણ બને કે સત્તાના સૂત્રો તો જનતા પારસીઓના હાથમા જ સમર્પણ કરે મારે માટે તો એ વાત પણ અણગમતી નથી. અને સત્તાનાં સૂત્રો જનતા એવા માનવીઓના હાથમા પણ અર્પણ કરે જેના નામો મહાસભા વચ્ચે આજ

રહ્યો છુ આ સત્યના પ્રયોગોમા મહાસભા, છે'નાં વીસ વરસો થયા, રોકાઈ રહી છે

"હુ જાણુ છુ કે દરેકે દરેક મહાસભાવાદીના દિલમા સપૂર્ણ અહિસા વસતી નથી પણ હુ તો બધા પર વિશ્વાસ રાખીને જ આગળ વધુ છુ મારૂ જીવન તો આ વિશ્વાસથી જ ચાલ્યા કરે છે પણ મારો આ વિશ્વાસ જો ખોટો હશે તો ય મને તેનો અફસોસ નથી મારી શ્રદ્ધા હુ છોડીશ નહિ હુ તો એટલુ જ કહીશ 'થોડીક કેળવણી, હજુ પણ, બાકી જ રહી છે નવો પ્રયાસ મારે કરવો ઘટે' ' [ ૮ મી ઓગષ્ટના અગ્રેજી ભાષણમાથી ]

"પોતાના નિર્ણયો અમલમા લાવવા માટે, નૈતિક સત્તા સિવાય, મહાસભા પાસે બીજી કોઈપણ સત્તા મોજૂદ નથી સાચો પ્રજાવાદ તો અહિસામાંથી જ જન્મી શકે

" જગતની એકતા પણ અહિસાને માથે જ અવલબી શકે જગતના કાર્યોમા હિસાનુ સ્થાન હુ જોતો નથી હિદુ-મુસ્લિમ એકતાનો ઉપાય પણ મને તો અહિસામા જ દેખાઈ રહ્યો છે મુસલમાનો પર હિદુઓનો જો જુલમાટ હશે તો જગતની એકતાની વાત તેઓ કયે મોએ કરનાર હશે ?

" સત્યાગ્રહમા દગાબાજીનુ સ્થાન નથી જૂઠ અને દગાબાજીથી આખુ જગત આજે ઘેરાઈ ગયુ છે આ પરિસ્થિતિ મારાથી લાચાર ભાવે જોવાય નહિ

"આજના જમાનાના કોઈ પણ માનવી કરતાં હિદુસ્તાનનો પ્રવાસ મે વધારે કર્યો છે દેશના મૂગા અને લાચાર માનવીઓએ મને તેઓનો પ્રતિનિધિ ગણ્યો છે, મિત્ર ગણ્યો છે અને માગથી બનતી બધી રીતે હુ તેઓમા ઓતપ્રોત થયો છુ

"તેઓની આખમાં વિશ્વામ હતો જનતાના આ વિશ્વામનો ઉપયોગ અસત્ય અને હિમા પર રચાયલા બ્રિટિશ સામ્રાજ્યને તોડવામા કરવાની હુ આજે ઇચ્છા કરૂ છુ

"આ મામ્રાજ્યની નાગચૂડમાથી તો આપણે છૂટવુ જ ઘટે આ વિગટ કાર્યને માટે હુ તો એક અદનો જ આદમી પડયો છુ પણ આજની અણીની ઘડીએ મો મ તાડવાની વાત મારાથી બનતી નથી

"મારી આજની ચુપકીદીનો હિમાબ પૂછયા મિવાય પ્રભુ રહેનાર નથી અહિમાનો ખજાનો વાપર્યા સિવાય મારાથી આજ રહેવાય નહિ

'આજનો દાવાનળ ન હોત તો હુ, કદાચ, ધીરજ પણ ધરત ધીરજ ધ રવાનો મારો સ્વભાવ તો જૂનો બન્યો છે

આજની અમહ્ય પરિસ્થિતિમા મહામભા પાસે બીજો કોઇપણ ઉપાય રહેતો જ નથી'

[૮ મી ઓગસ્ટના હિદી ભાષણમાથી]

૫૭ મારી અહિમા 'અર્થહીન હતી એમ કહ્યા પછીથી પુસ્તિકાના લેખકે પોતાનુ ધ્યાન મારા માથીઓ પ્રત્યે કેદ્રિત કર્યુ છે પડિત જવાહરલાલ નહેરૂ, મરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી શકરરાવ દેવ તરફથી જનતા સમક્ષ કરાયની મારા મતવ્યોની રજૂઆતને લગતો લેખકે ઉલ્લેખ કર્યો છે મારા ઉપરોક્ત માથીઓ તરફથી મારા મતવ્યોની–ખાસ કરીને વિદ્યાર્થીઓ મમક્ષ–કરવામા આવેલી રજૂઆતને લગતો લેખકે ખાસ ઉલ્લેખ કર્યો છે

પણ વિદ્યાર્થીઓ અને ખેડૂતો તરફ આપવામા આવેલું ધ્યાન આ પહેલુ જ નથી વિદ્યાર્થીઓ પ્રત્યેનું ધ્યાન તો

૧૯૨૦ની સાલથી જ આપવામાં આવ્યું હતું. તેઓને ત્યારે સરકારી શાળા–કોલેજો છોડવાની હાકલ સંભળાવવામાં આવી હતી. અને સંભળાવાયલી હાકલ હજારો વિદ્યાર્થીઓએ ઝીલી હતી.

ઓગસ્ટની ધરપકડ પછીથી કાશી વિદ્યાપીઠમાં બનેલા બનાવોની મને માહિતી નથી. પણ ધારો કે એ વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓ અવળે માર્ગે ઉતર્યા પણ હતા, તોય એનો ભાર પંડિત જવાહરને માથે મૂકવાની વાત વાજબી નથી. આવો બોજો લાદતાં પહેલાં, રજૂ કરવા જોઈતા પુરાવાઓની જરૂર તો, લેખકે જાણી જ નથી.

રાષ્ટ્રની આઝાદીને માટે અહિંસામાંની પંડિત નહેરૂની શ્રદ્ધા કોઈથી ઉતરે એવી નથી. યુક્તપ્રાંતના કિસાનો પ્રત્યેના પંડિત નહેરૂના વ્યક્તવ્યને પણ આજ વાત લાગુ પડે છે. અને તહોમતનામામાં અપાયલા ફકરાઓમાંથી પણ અન્ય નેતાઓની હિંસક લાગણીનો આરોપ પણ ફલિત થવા તો પામતો જ નથી.

૫૮ : નેતાઓના ભાષણોની વાતો પછીથી પુસ્તિકાના લેખકે યોજાયવી ચળવળને લગતી અગાઉથી અપાયલી સૂચનાઓની વાર્તા કરી છે. લેખક કહે છે કે, આવી સૂચનાઓ તો મહાસમિતિની બેઠક પહેલાં જ આપી રાખવામાં આવી હતી.

૯ મી ઓગસ્ટના 'હરિજન'માંથી લેખકે પોતાના આ વ્યક્તવ્યને લગતા 'પહેલા દાખલા'ની એક રજૂઆત કરી છે. આ લેખનું મથાળું છેઃ 'અહિંસક અમહકારના તરીકા.' જાપાનના ઝઝુમતા આક્રમણની એ લેખમાં ચર્ચા પડી છે. એ લેખ આ રીતે ઉઘડતો જણાય છેઃ

"૧૯૨૦ ની સાલથી જ અહિંસક અસહકારના કેટલાક તરીકાઓ આપણે જાણીએ છીએ સરકારી સંસ્થાઓના બહિષ્કારથી માંડીને નાકર આંદોલનો સુધીના ઉપાયોનો એમા સમાવેશ થતો કે ગષ્ટ્રને, વરસો થયા, દમાવી રહેલી પરદેશી સરકાર પ્રત્યે આ અદિલનો જગાવવામા આવ્યા હતા

'પણ નવા પરદેશી હુમલાખોર સામેના ઉપાયો તો, સ્વાભાવિક રીતે જ, મદ તર જુદા જ હશે ગાધીજીએ કહ્યુ છે તેમ એ ઉપાયોમા તો, ખોરાક અને પાણીના ઇન્કારનો સમાવેશ પણ કરવામા આવનાર હશે દુશ્મનનુ કામ અશક્ય કરવા માટે આવનારો આખો અસહકાર અહિંસાની મર્યાદામા તો જરૂર રહેવો જ ઘટે"

આ લેખ શ્રી મહાદેવ દેસાઈનો હતો હિંદુસ્તાન સિવાયના બીજા દેશોમાં કરવામાં આવેલા અસહકારના પ્રકારોનો ઉલ્લેખ લેખક તરફથી એ લેખમા કરવામાં આવ્યો હતો એ દાખલાઓ સમજપૂર્વક પાળવામાં આવેલી અહિંસાના નથી

હુમલાખોરોને પાછા પાડવા માટે અહિંસક રીતે યોજી શકાનાર ઉપાયોના ઉલ્લેખ માટે જ આ લેખ લખવામા આવ્યો હતો લેખનો છેલ્લો પારીગ્રાફ આ વાતની વધુ ખુલ્લી ચોખવટ કરે છે

"યાદ રાખવાની વાત તો એટલી જ છે કે, લડાઈ વચ્ચે તો, ફ્રાન્સના કરતાં દશ ગણુ વધારે દમન પણ ચલાવવામા આવનાર હશે પણ જો સહન કરવાની ઇચ્છાશકિત મજબૂત હશે, અહિંસક ઉપાયો યોજવા પૂરતી વિપુલ કળકુશળતા હાજર હશે અને દુશ્મનોને કોઇ પણ ભોગે પાછા પાડવાનુ નિશ્ચયબળ મક્કમ હો

તો વિજય નિશ્ચિત હશે. અને, હિંદુસ્તાન પૂરતી આપણા દેશની વિશાળતા આપણા લાભની જ હશે. સેંકડો મોરચાઓ જાળવી રાખવાની તો હુમલાખોરની તાકાદ છેક ઓછી જ હશે."

કોઇ ચોક્કસ જાતિના કરતાં હુમલાખોરોની જ સામે લખાયલા આ લેખનો પ્રકાર જરા ય છાનો નથી.

૫૯ : બીજો દાખલો લેખકે 'હરિજન'માના શ્રી. કિશોરલાલ મશરૂવાળાના તા. ૨૩ મી ઓગસ્ટ ૧૯૪૨ ના લેખમાંથી જ લીધેલો જણાય છે. શ્રી. મશરૂવાળાને હું મારા મોંઘા સાથી ગણું છું. એમની અહિંસા તો માનવીઓને મૂંઝવનારી હદ પર્યંત પણ પ્રસરી રહી છે. અને છતા ય, ઉલ્લેખાયલા પારીગ્રાફનો બચાવ કરવાની મારી મરજી નથી.

શ્રી. મશરૂવાળાએ ખુલ્લું કહ્યું છે કે એ લેખમાં તો તેમના પોતાના વિચારો જ પ્રદર્શિત થયા છે. પુલો, આગગાડીના પાટાઓ અને એવી બીજી વસ્તુઓના નાશમાંની હિંસા-અહિંસાની વાતો ચર્ચતા તેમણે મને સાંભળ્યો હશે. આવા નાશને અહિંસા ગણવાની રીત સામેનો મારો મત મેં સદાય દર્શાવ્યો હતો.

છતાં ય, હું માનું છું કે, આવો વિનાશ અહિંસક રીતે આચરી પણ શકાય. પણ આવી અહિંસાની આશા જનતા પાસેથી રાખવાનું કામ જરા ય સહેલું નથી.

પણ જાપાન અને અંગ્રેજ સત્તા સામેનાં અદોલનોને હું એક જ કોટીમાં તો મૂકતો જ નથી.

૬૦ : અને માત્ર એક માનનીય માથીના અભિપ્રાયની આટલી ટીકા પછીથી પણ, એટલી વાતો તો કહેવી જ રહે છે કે, શ્રી. મશરૂવાળાએ દર્શાવેલા અભિપ્રાયમાં પણ 'હિંસાનો ઇરાદો'

તો દેખાતો જ નથી બહુમાં બહુ તો અહિંસા સમા છેક જ નવીન ઉપાય પરત્વેની એ માત્ર એક ગણતરીની જ ચૂક હતી

અને ગણતરીની આવી ભૂલો તો જગતના ઘણાય મહાન સરદારોએ કરેલી પણ જાણીતી બની છે, પણ આવી ભૂલને માટે એ સરદારોની મેલી મુરાદોને લગતુ દોષારોપણ તેઓ પર કરવામાં આવ્યુ દુનિયાએ જાણ્યુ નથી

૬૧ એ પછીથી લેખકે આંધ્રના પરિપત્રની વાત કરી છે પણ આ પરિપત્ર સાથેની મારી નિસ્બત તો અતિ ઓછી જ હશે

એ પરિપત્ર તો મારા કારાવાસ પછીથી જ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો એટલે એ પરિપત્રને લગતી ટીકા પરત્વે તો મારે પૂરો સયમ પાળવો જ ઘટે માવચેતીના આટના ઉલ્લેખ પછીથી, સમગ્ર રીતે જોતાં, આંધ્રના પરિપત્રને હુ નિર્દોષ ગણુ છુ

મુખ્ય વાત તરીકે આ પરિપત્રે આવા ઉલ્લેખની શરૂઆત કરી છે 'આખી ચળવળ અહિંસાને માથે જ સ્થાપિત થઇ છે આ સૂચનાઓને ઉથાપનારૂ કોઈપણ કામ કરવાનુ નથી નિરાદરના પગલાઓ છૂપી નહિ પણ ઉઘાડી રીતે જ ભરવાં ઘટે છે' અને આ પરિપત્રમા નીચેની સૂચનાનો પણ સમાવેશ થયો છે. એકસોમાથી નવાણુ વાત એમ સૂચવે છે કે આ આદોલનો મહાત્માજીને હાથે જ, વહેલી તકે જ, શરૂ થશે બનવાજોગ છે કે, મુબઇમા મળનારી મહાસમિતિની આવતી બેઠક પછીના થોડા કલાકોમાં જ ચળવળનો આરભ થશે પોતાના કાર્યનો આરભ સત્વર કરવાને જિલ્લા સમિતિઓ સાવધ રહે

"પણ ખાસ ધ્યાનમા રહે કે મહાત્માજીના આદેશ પહેલાં તો કોઇ પણ પ્રકારના પગલાંઓ ભરવામા આવે જ નહિ એવુ

પણ બને કે ગાધીજી તો કોઈક જુદો જ નિર્ણય કરે અને આમ થશે તો તમારી ભૂલની જવાબદારી તમારી પોતાની જ હશે

"તૈયાર રહો ખડે પગે તત્પર રહે પણ પગલાનો અમલ તો આપમેળે કરતા જ નહિ"

આ પરિપત્રમા આલેખવામા આવેલી કેટલીક વાતો સાથે હુ સમત નથી આ પરિપત્ર સાચો છે કે ખોટો છે એ વાત જાણવાનું મારી પાસે સાધન નથી અને આધ્ર સમિતિની વાત જાણ્યા સિવાય વધુ કહેવાનું કામ મારાથી બનતુ નથી.

પાટાઓ ઉખેડવાની વાત પરથી 'ઉઠાવાયલા' પ્રતિબધને લગતા 'કહેવાતા સુધારા' વાળુ લખાણ તો તહોમતનામામા આપવામા આવ્યુ જ નથી

૬૨ અને અહિમા 'નિરર્થક' માયા તજી હિસાની દિશામા જ ગમન કરતા માણસ માનસ પ્રત્યે લેખકે ખાસ ધ્યાન ખેચવાનો પ્રયાસ કર્યો છે આના સમર્થનમા પુસ્તિકાના લેખકે પોતાના તહોમતનામાને છેડે એક પાચમુ પરિશિષ્ટ સામેલ કર્યુ છે

આ લખાણમા લેખકે અખિલ હિદ મહાસમિતિની સૂચનાઓનો ઉલ્લેખ કર્યો છે તેની સામેની કટારોમા માન લખાણો-માથી લેખકે ઉતારાઓ કર્યા છે આ પરિસ્થિતિનો અભ્યાસ કરવાનો મે પ્રયાસ કર્યો છે માના લખાણમાંથી કોઈ પણ વાત પાછી ખેચવાની મારી મરજી નથી અને હુ જાહેર કરુ છુ કે અખિલ હિદ મહાસમિતિ તરફથી અપાયની કહેવાતી આ સૂચનાઓમા હિસાનો અશ તો હુ જોતો જ નથી

૬૩ તહોમતનામાની દલીલોથી સ્વતંત્ર રીતે, અહિંસાને લગતી મારી માન્યતાઓનો હું હવે ઉલ્લેખ કરુ.

જીવનના દરેકેદરેક ક્ષેત્રમા અહિંસા પ્રસરાવવાનો પ્રયાસ મે મારી ઉગતી જુવાનીના દિવસોથી જ કર્યો છે આ વાતને લગભગ સાઠ વરસો વીતી ગયા છે

મારી સલાહ પરથી અહિંસાનો સ્વીકાર મહાસભા તરફથી ૧૯૨૦ મા કરવામા આવ્યો હતો

અહિંસાની નીતિનો સ્વીકાર મહાસભા તરફથી દુનિયાને દેખાડવા માટે તો કરવામા આવ્યો જ નથી

મહાસભા તરફથી તો, અહિંસાનો સ્વીકાર સ્વરાજ પ્રાપ્તિના એક અનિવાર્ય ઉપાય તરીકે જ કરવામા આવ્યો હતો

મહાસભાવાદીઓએ તો શરૂઆતથી જ જાણ્યુ હતુ કે કાગળ પરની અહિંસાનો અર્થ તો ઓછો જ હતો વ્યક્તિગત અને સામુદાયીક અહિંસાના આચરણનો જ ઉપયોગ હતો બંદુકવાળા માણસને, જરૂર પડયે, બંદુકનો ઉપયોગ જો આવડતો નથી તો, એની બંદુકનો અર્થ રહેતો નથી એ જ રીતે, અહિંસાનો ઉપયોગ જો આવડતો નથી તો, એ અહિંસાનો અર્થ પણ રહેતો જ નથી.

મહાસભાને આજ પૂર્વે મળેલી પ્રતિષ્ઠા અહિંસાના ઉપયોગથી જ મળી છે ઉપયોગના પ્રમાણ જેટલી જ મહાસભાની પ્રતિષ્ઠા પણ ઉંચી ચઢી છે

હિંસા તો જ જીતી શકે છે જો તેનું સામર્થ્ય સામેના પક્ષ કરતા વધુ બળવાન બને છે પણ આવી મર્યાદા અહિંસાને નડતી નથી ચહે તેટલા સમર્થ વિરોધી સામે પણ અહિંસાનો ઉપયોગ

તો કાગગત બને છે. નબળાની અહિંસાની જીતના દાખલાઓ તો જગતમાં, રોજરોજ, મળે છે.

હું કહું છું કે મારી ચળવળમાં મેં આવી અહિંસાનો જ ઉપયોગ કર્યો છે.

અંગ્રેજોનુ સામ્રાજ્યવાદી તંત્ર સાચવી રહેલા માનવીઓના જાનમાલનુ નુકસાન કરવાની ઇચ્છા મારામાં જરાય જાગી નથી. માનવી અને તંત્ર વચ્ચેનો ભેદ મારી અહિંસા બરોબર સમજી શકે છે.

કોઇપણ પ્રકારની રહેમ દાખવ્યા સિવાય નુકસાનકારક તંત્રનો નાશ હું જરૂર નોતરું, પણ માનવીનો નાશ તો કદીય નહિ.

મારા મિત્રો અને સંબંધીઓ પરત્વેની મારી આ નીતિનો સફળ પ્રયોગ હું ઘણીવાર આદરી રહ્યો છું.

૬૪ઃ અને અહિંસાનો નિકાલ કર્યા પછીથી, ૧૪ મી જુલાઈના વર્ધાના અને ૮ મી ઓગસ્ટના મુંબઇના ઠરાવના 'હેતુઓ'ના સંબંધમાં પુસ્તિકાના લેખકે આ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે.

વર્ધા અને મુંબઇના ઠરાવના ત્રણ હેતુઓ ઉઘાડા પડયા છે.

(અ) હિંદ પરની પરદેશી સત્તાનો વિનાશઃ

(૨) આક્રમણ સામેનો સામનો અને એ સામનાની શકિત પ્રેરનારી હિંદની મુકમ્મલ આઝાદીની માગણીઃ અને

(૩) 'જુદા પાડો અને રાજ કરો'ની નીતિવાળી પરદેશી સત્તાના વિલય પછીની એકતાની અને હિંદુસ્તાનની કામચલાઉ સરકારની સ્થાપના.

---

અને પહેલી જ વાર પ્રદર્શિત કરાયલા મુબઇના ઠરાવમા આ ત્રણ વધુ હેતુઓ સામેલ હતા

(क) જગતની તમામ ગુલામ અને પદદલિત પ્રજાઓના આથી સત્તા સાથેના જોડાણ દ્વારા થનારી આથી સત્તાની નૈતિક આગેવાનીની સ્થાપના

(ख) એશિયાઇ પ્રજાઓ પરની પરાઇ સરકારોનો ઉચ્છેદ અને તેઓની ભાવિ ગુનામી સામેની સાવચેતી, અને

(ग) આખા જગતના સમૂહતંત્રની સ્થાપના અને એવી સ્થાપના દ્વારા થનારો દુનિયાનો લશ્કરી, દરિયાઇ અને હવાઈ સત્તાનો વિલય અને આખા જગતના હિતને ખાતર થનારો જગતની શકયતાઓનો સમુચ્ચય

આમાના પહેલા હેતુની નરી સચ્ચાઈનો લેખકે સ્વીકાર કર્યો છે લેખક કહે છે કે, 'ઘાના સમય થયા મહાસભાએ હિદની આઝાદીની માગણી કરી છે અને 'હજી ખાસ હિંદમાથી'ના આંદોલનો સાથે આ માગણી સગત રહી છે'

પણ આશ્ચર્યની વાત છે કે પહેલા હેતુની સચ્ચાઈનો સ્વીકાર કર્યા પછી પણ બીજા હેતુઓની તો લેખકે, એક અથવાતો બીજા પ્રકારે, ઠેકડી જ કરી છે પણ હુ કહુ છુ કે પાછળના બાકી ય હેતુનો ખરો આધાર તો આ પહેલા હેતુને માથે જ મડાઈ રહ્યો છે

હિંદુસ્તાનની માથેના કરાર અનુસાર હિંદુસ્તાન માથેનું પરદેશી વર્ચસ્વ જો ઓછુ જ બને તો ઈંગ્લાંડ સામેની કડવાશ, આપોઆપ, ઓછી બને અને હિંદુસ્તાનના લાખો માનવીઓની શક્તિનો ઉપયોગ આથી સત્તાના હાથમા પડે

એજ રીતે, પરદેશી રાત્રિના વિલય પછીથી, રાત પછીથી આવતા દિવસને ન્યાયે, હિંદુસ્તાનની કોમી એકતા પણ, આપોઆપ, આવી જ પડે.

અને હિંદુસ્તાનના ચાલીશ કરોડ માનવીઓ જો આઝાદ બને તો હિંદની આઝાદીની અસર જગતના બીજા ગુલામોને માથે પણ પડતી જ બને. અને હિંદુસ્તાનની આઝાદીની પહેલ કરનારી સત્તાને ઘેર જગતની નૈતિક આગેવાની પણ, માગ્યા વિના જ, આવી પડે.

પાચમા હેતુનો સમાવેશ તો ચોથા હેતુમાંજ થતો જણાય છે. અને છઠ્ઠા હેતુમાં તો આખી માનવજાતવાળા હેતુનો માત્ર પુનરોચ્ચાર પડયો છે, જે હેતુની કાં તો માનવજાત સિદ્ધિ કરે અથવા તો તેનો વિનાશ આવી જ પડે.

સાચી વાત છે કે છેલ્લા ત્રણ હેતુઓનો ઉલ્લેખ તો મુંબઈના ઠરાવમાં જ કરવામા આવ્યો હતો. પણ આ વાતનો ઘોખો કરવાનું કોઈ કારણ નથી.

અને ધારો કે આ હેતુઓનો ઉમેરો કોઈક ટીકાઓ પછી જ કરવામાં આવ્યો હતો. તોય, એની ટીકા કરવાનું કારણ શા સારૂ હતું ? ટીકાઓ તરફ દુર્લક્ષ કરવાની વાત કોઈ પ્રજાવાદી સંસ્થાથી બનનાર નથી. ટીકાઓ તો આવી સંસ્થાઓનો પ્રાણવાયુ જ બને.

જગતનું સમુદ્રમંથન અને કાળા માનવીઓના અધિકારની વાત મહાસભાવાદીઓને મન કોઈ અચરજ નથી. મહાસભાના ઠરાવોમાં તો આ વાતનો ઉલ્લેખ ઘણી વાર થયો છે.

ઓગસ્ટના ઠરાવમાં તો દુનિયાના સમૂહતંત્રનો ઉલ્લેખ એક યુરોપી મિત્રની સૂચનાનું કારણ હતો અને કાળા માનવીઓના અધિકારોને લગતો ઉલ્લેખ મારી સૂચના અનુસાર કરવામાં આવ્યો હતો.

૬૫ : ૯ મી ઓગસ્ટની ધરપકડો પછીથી થયેલાં રમખાણોના સંબંધમાં તહોમતનામાની પુરતીકાના ૪ થા અને ૫ મા પ્રકરણો હું કાળજીપૂર્વક વાંચી ગયો છું. અને અપાયલી કહેવાતી સૂચનાને લગતા પરિશિષ્ટો પણ હું વાંચી ગયો છું. અને આ એકતરફી ઉલ્લેખોનો હું ઈન્કાર કરું છું. કહેવાતી સૂચના જો અહિંસા સાથે સંગત નથી તો મારી મંજૂરી તો એ સૂચનાઓ પામે જ નહિ.

૬૬ : પણ બનેલા બનાવોનું વેર વાળવા માટે સરકાર તરફથી ભરાયલાં પગલાંઓનો ઉલ્લેખ તો તહોમતનામામાં કરવામાં આવ્યો જ નથી. પણ આ પગલાંઓને લગતો જેટલો પણ ઉલ્લેખ અખબારોમાં પ્રસિદ્ધિ પામી શકયો છે, એ ઉલ્લેખ પાસે તો, મહાસભાવાદીઓ તરીકે ઓળખાવાયલા આંડાતુર બનેલાં માનવીઓએ કરેલાં કાર્યો સદંતર ઝાંખાં જ પડે.

૬૭: અને હવે ગયા ઓગષ્ટની ૯ મી તારીખની સામુદાયિક ધરપકડો પછીના બનાવોની જવાબદારીને લગતી વાત કરું. સાવ સાદી અને છેક સીધી વાત તો એટલી જ છે કે, એ બનાવો સામુદાયિક ધરપકડોમાંથી જ જન્મ્યા હતા. એટલે એ બનાવો પાછળનું ખરું કારણ તો ધરપકડનું પોતાનું જ હતું.

અને છતાં યુ તહોમતનામાની પુસ્તિકાનું પોતાનું નામ તો 'મહાસભાની જવાબદારી'ને લગતું જ હતું. એ એક જ વાત એમ

સૂચવે છે કે ઓગષ્ટના બનાવોની જવાબદારી સરકારે મહાસભાને માથે જ મૂકી હતી

આને માટે આવી દલીલની રજૂઆત કરાય છે: 'હટી જાવ હિંદમાંથી' નો નાદ મે ૧૯૪૨ ના એપ્રિલ માસમાજ યોજ્યો હતો. તે પછીથી, પહેલા મે અને પછીથી મહાસભાએ, સામુદાયિક આંદોલનોની ભૂમિકા ગોઠવી હતી આવી ચળવળમાંથી જાગનારી હિંસાની વાત નિશ્ચિત હતી મે અને મારી દોરવણી સ્વીકારનાગ-એએ હિંસાની ખેવના સેવી હતી. આગેવાનો હિંસાનો બોધ આપતા હતા. એટલે, કોઈ પણ હિસાબે, રમખાણો તો, આવવા-નાં જ હતા. એટલે આવતા રમખાણોને મૂળમાંથી ચાંપવા માટે ઓગષ્ટની સામુદાયિક ધરપકડો કરવામા આવી હતી.

આવી દલીલનો તહોમતનામાએ આશરો ધર્યો છે.

૬૮: પણ હુ બતાવી ગયો છુ કે અગ્રેજોની વિદાયને લગતી મારી દરખાસ્તને અગેના અગ્રેજોના સામુદાયિક આંદોલનોને લગતી કોઈ પણ ખાસ ભૂમિકા રચવાનો પ્રયાસ કરવામા આવ્યો નથી:

મારા અથવા તો મહાસભાના કોઈ પણ અગ્રેસરના દિલમા હિસાની ભાવના જાગી નથી: હુ તો જણાવી જ ગયો હતો કે મહાસભાવાદીઓ દ્વારા જો હિંસા થશે તો તેઓની વચ્ચે મને જીવતો જોવાનો દિવસ તો પૂરો જ થશે: મારા તરફથી કોઈ પણ સામુદાયિક ચળવળ શરૂ કરવામા આવી નથી: મેં તો સરકાર સાથે સદેશાઓ ચલાવવાનો જ વિચાર સેવ્યો હતો: આ સદેશાઓ નિષ્ફળ ગયા પછી જ ચળવળ ચલાવવાની મારી મકસદ હતી: અને આવા સંદેશાઓને માટે મે બે થી ત્રણ અઠવાડિયાનો સમય રેવ્યો હતો

એટલે ચોકખું બને છે કે, ધરપકડો સિવાય તો, ઓગસ્ટના રમખાણોની સંભાવના બીજી એકકેય નહોતી સંદેશાઓ સફળ કરવા માટે હુ આકાશ પાતાળ એક કરવાનો હતો, અને સંદેશાઓની નિષ્ફળતા પછીના પગલાઓ વેળાએ રમખાણો અટકાવવાની હુ સંપૂર્ણ સંભાળ રાખનાર હતો. ઓગસ્ટની પેઠે, તે દિવસે પણ, રમખાણો દાબી દેવાને સરકાર એટલી જ સ્વતંત્ર, સાચે જ, હતી. એ પછીથી, આજના કરતા વધુ વ્યાજબી રીતે, મારા પર અને મહાસભા પર, રમખાણને લગતુ તહોમત, સરકાર, વધુ સુખેથી, મૂકી શકત

સરકારે ભરેલા પગલા પહેલા અખિલ હિંદ મહાસમિતિની બેઠકમા અપાયના ભાષણોનો વધુ અભ્યાસ કરવાની સરકારની ફરજ ખુલ્લી હતી.

૬૯: ચળવળ વચ્ચેની અહિંસાને લગતી મહાસભાના અગ્રેસરોની ખેવના તો ચોખ્ખી જ હતી હિંસક સાધનોથી વિપુલ રીતે સજ્જ બનેલી સરકાર સામે હિંસાદ્વારા જીતવાની આશા તો ઓછી જ હતી.

એટલે જાગેલા રમખાણો વચ્ચેની હિંસા તો મહાસભાના અગ્રેસરોની ઈચ્છાથી ઉલટી જ હતી.

છતા ય સરકારની માન્યતા જો જુદી જ હતી તો, સ્વતંત્ર પંચદ્વારા મહાસભાની તપાસ કરવાની સરકારની ફરજ ખુલ્લી જ હતી

જવાબદારીનું કારણ જો ઉઘાડું જ પડયુ છે તો પડદાઓ ઢાંકવાની જરૂર તો ઓછી જ હશે.

મહાસભાવાદીઓની સામુદાયિક ધરપકડનું સરકારનું પગલું એટલું હિંસક હતું કે મહાસભા પ્રત્યે લાગણી ધરાવતું જનતાનું માનસ ઉછળી જ પડયું. આત્મસંયમ ખોવાઈ ગયો. ખોવાયલો આત્મસંયમ અપરાધનું કારણ નથી. માનવ સ્વભાવની મર્યાદાઓ આપણે ભૂલીએ નહિ.

સરકારનું પગલું આ મર્યાદાને ઉથાપવાનો અપરાધ જો કરતું હતું તો, બનેલા બનાવોની જવાબદારી તો. એ અપરાધીઓની પોતાની જ હતી.

પણ કરાયલી ધરપકડોની આવશ્યકતા સરકાર, કદાચ, ભારપૂર્વક, પોકારી શકે. અને આમ થાય તો ભરાયલાં પગલાંઓનાં પરિણામોની જવાબદારીથી ડરવાનુ કારણ સરકાર સામે શા સારૂ હશે?

વિચાર થાય છે કે, સરકારની ઇચ્છા જ જ્યાં કાયદો ગણાય છે ત્યાં, સરકારી પગલાંના સમર્થનમાં આવો પ્રયાસ સરકારને શા સારૂ કરવો પડે છે?

૭૦: હિંદુસ્તાનના સરકારી તંત્રનુ થોડુંક પ્રથક્કરણ અહિં અસ્થાને નથી.

૪૦ કરોડ માનવીઓ પર, જમાનાજૂની સંસ્કૃતિવાળાં માનવીઓ પર, વાઇસરોય અને ગવર્નર જનરલ નામનો એક પ્રતિનિધિ રાજ કરે છે. કલેકટરો જેવા ૨૫૦ અધિકારીઓ તેની તહેનાતમાં પડયા છે. અંગ્રેજ સેના તેના હાથમાં રહી છે. એ સેનાને સહાય આપવા માટે, અંગ્રેજ અફસરોએ કેળવેલી હિંદી સેના પણ મોજૂદ પડી છે. અને એ હિંદી સેનાને જનતાથી વેગળી રાખવાની સાવચેતી ખાસ સેવાઈ રહી છે.

ઈંગ્લાંડના રાજા કરતાં પણ આ વાઈસરૉયના હાથમાં વધુ સત્તા પડી છે. આવી સત્તા ભોગવતો બીજો કોઈ પણ માનવી મારી જાણમાં નથી.

નિરનિરાળા પ્રદેશોના નિરનિરાળા કલેક્ટરો એટલે હિંદુસ્તાનના નાના નાના વાઈસરૉયો. આ કલેક્ટરો મહેસૂલની વસૂલાત કરે છે. ન્યાયની સત્તાઓ પણ તેઓ ભોગવી રહ્યા છે. પોતે માનેલી જરૂરને પ્રસંગે તેઓ લશ્કરને બોલાવી શકે છે. પોતાની હકુમતવાળા પ્રદેશની નાની રિયાસતોના 'પોલીટીકલ એજંટ'નું સ્થાન પણ તેઓ ભોગવી રહ્યા છે. આવી રિયાસતો માથેનું તેઓનું વર્ચસ્વ એક ચક્રે ચાલી રહ્યું છે.

૭ઃ આની સામે મહાસભાના પ્રજાવાદની સરખામણી કરો. મહાસભાથી વધુ પ્રજાવાદી સંસ્થા જગતમાં જીવતી નથી. શરૂઆતથીજ આખા હિંદનું પ્રતિનિધિત્વ ધરાવવાની મહાસભાએ યોજના કરી છે.

અને જીવનના માંડ વરસો દરમીઆન મહાસભાની નજર તો આઝાદીના ધ્રુવતારાને સાથે જ મંડાયલી રહી છે.

આઝાદીની દિશામાં મહાસભા કદમેકદમે આગળ ધપી છે.

હિંદુસ્તાનના પ્રજાવાદનાં મૂળ શોધો તો તેની પંચાયતની પ્રથામાં જ પડ્યાં છે. છતાંય, મહાસભાના પ્રજાવાદનો ઉદ્ભવ ઇંગ્લાંડના પોતાના પ્રજાવાદમાંથી જ થયો છે એ વાતનો ઈન્કાર કરવાનું પણ કોઈ કારણ નથી.

નાઝી, ફાસી અથવા તો જાપાનનું વર્ચસ્વ મહાસભા કોઈ પણ કાળે સાંખે નહિ.

---

જે સંસ્થાએ ઇંગ્લાંડ જેવા સમર્થ સામ્રાજ્યવાદનો આટલો પ્રખર સામનો કર્યો છે એ સંસ્થા કોઇ બીજું વર્ચસ્વ સાંખનાર નથી.

મહાસભા જ્યાં સુધી અહિંસાને વરેલી છે, ત્યાં સુધી તો તેનો કચ્ચરઘાણ કાઢવાની કોઇની દેન હું જોતો જ નથી.

૭૨ : મહાસભા સામેના સરકારના આટલા બધા રોષનું કારણ કેવું હશે? સરકારના દિલનો આવો રોષ મેં ભૂતકાળમાં, કોઇ પણ વાર, ભાળ્યો નથી. આ રોષનું કારણ 'હટી જાવ હિંદમાંથી'નો નાદ તો નથીને?

આ રોષનું કારણ ઓગસ્ટનાં રમખાણો તો હોય જ નહિ. 'હટિ જાવ હિંદમાંથી'ની મારી દરખાસ્તની પ્રસિદ્ધિના દિવસથી જ એ રોષ તો જન્મ્યો જ હતો. ૮ મી ઓગસ્ટને દિવસે આ રોષ અંતિમ ટોચ પર આવી પડયો. ધરપકડોની યોજના તો તૈયાર જ હતી, ઠરાવ મંજૂર થવાની રાહ માત્ર જ જોવાતી હતી.

'હટી જાવ હિંદમાંથી' વાળી દરખાસ્તના કરતાં કોઇ વધુ નવી વાત આ ઠરાવમાં કરવામાં આવી નથી, અને મહાસભાના કાર્યક્રમમાં, સામુદાયિક આંદોલનો તો, ૧૯૨૦ થી જ પડયાં છે.

પણ સ્વરાજનું શિખર તો ઠગારૂં માલૂમ પડયું.

એક દિવસે કોમી વિખવાદ, એક દિવસે નરેંદ્રો સાથેની સંધિઓ, એક દિવસે હિંદુસ્તાનના અંકાયલા વર્ગોનાં હિતની વાતો અને એક દિવસે યુરોપીઓનાં સ્થાપિત હિતોને લગતી ખાસ વાતો–આમ ને આમ, આઝાદીનું પ્રવેશદ્વાર તો, બિડાયેલું જ રહ્યું.

---

'જુદા પાડો અને રાજ કરો' એ તો એક પાતાળિયો જ કૂવો હશે.

અને ત્યારે સમયની વેકૂર સરતી હતી. રણભૂમિઓ પર લોહીની નદીઓ વહેતી હતી. રાજદ્વારી માનસ ધરાવતું હિંદ નિરાશ નયનથી જોતું હતું. જનતા લાચાર બનીને ઊભી હતી. અને એટલે, 'હટી જાવ હિંદમાંથી'ની ચીસ જન્મી પડી.

આઝાદીનાં અરિમાનોને આકાર આપવાનું મેં પગલું ભર્યું. જગતને માથે ત્રાટકી પડેલા સંકટ વચ્ચે પોતાનો ભાગ ભજવી રહેવાની ખેવનાવાળા માનવીઓને મારી આ ચીસદ્વારા પોતાનો માર્ગ મળ્યો!

આ ચીસ સંભળાવનારાં માનવીઓ પ્રજાવાદને નાઝીવાદથી બચાવવાની ઈચ્છા કરે છે. સામ્રાજ્યવાદથી બચાવવાની પણ ખેવના કરે છે. હિંદુસ્તાનની આઝાદી એટલે પ્રજાવાદનો વિજય અને હિંદુસ્તાનનું સ્વરાજ એટલે જર્મની અને જાપાનના પંજા સામેનો રશિયાનો અને ચીનનો બચાવ.

પણ મારી માગણીથી સરકાર રોષે ભરાઈ. આવી માગણી કરનારાઓ પ્રત્યેનો અવિશ્વાસ સરકારે પેદા કર્યો. અને સરકાર પોતે જ, યુદ્ધપ્રયાસો આડેનો એક મોટામા મોટો અવરોધ બની.

યુદ્ધપ્રયાસો આડે અંતરાય મૂકવાનું આળ મહાસભાને માથે ઓઢાડવાની વાત વાજબી નથી.

૮ મી ઓગસ્ટની રાત સુધી તો મહાસભાના પ્રયાસો માત્ર એક ઠરાવ પૂરતા જ સીમિત હતા. ૯ મી ઓગસ્ટની ઉષા વેળાએ તો મહાસભાવાદીઓ કારાવાસમાં જ હતા.

એ પછીના બનાવોનું કારણ સરકારનુંજ પગલું હતું.

૭૩ : 'હટી જાવ હિંદમાંથી'ની ઈચ્છાને હું માની, વ્યાજબી અને ન્યાયી ગણું છું. એની સામેનો રોષ સરકારની મુરાદોને શંકાગ્રસ્ત કરે છે. લડાઇ પછીથી હિંદને આપવાની આઝાદીને લગતી સરકારની વાતને પણ શંકાગ્રસ્ત કરે છે.

સરકારની દાનત જો સાચી હતી તો મહાસભાએ લંબાવેલો સરકારનો હાથ તરછોડવાની સરકારી વાત વ્યાજબી નથી. પચાસ પચાસ વરસો થયા આઝાદી માટે ઝૂરતા હિંદુસ્તાનનો બચ્ચેબચ્ચો, આઝાદીની રક્ષા માટે, સાથી સત્તાની વહારે ચઢત.

પણ હિંદુસ્તાનની ભાગીદારી સરખી ગણવાની સરકારી દાનત નથી.

બ્રિટિશ સત્તાના વિલયની માગણી કરનારાઓને સરકારે કારાવાસી કર્યા. ભયાનકમાં ભયાનક અપરાધીઓ ગણીને કેટલાક મહાસભાવાદીઓને સરકાર ઢુંઢતી જણાય છે.

શ્રી. જયપ્રકાશ નારાયણ અને એમના જેવા બીજા હિંદીઓની વાત મારા મનમાં રમે છે. શ્રી. જયપ્રકાશ સામે આંગળી ચીંધી આપનાર માટે સરકારે દશ હજાર રૂપિયાનું ઈનામ જાહેર કર્યું છે.

શ્રી. જયપ્રકાશ નારાયણનો મેં ઇરાદાપૂર્વક ઉલ્લેખ કર્યો છે. કારણ કે, તેમણે કબૂલ કર્યું છે કે મારા ઘણા વિચારોથી તેઓ મૂળભૂત રીતે જ જુદા પડે છે.[1]

પણ તેમની સાથેના મારા મતભેદો ચાહે તેટલા મોટા હશે, તેમના આપભોગ, તેમની દેશભક્તિ અને તેમની અચળ હિંમતની વાત મારાથી વીસરાય નહિ.

તહોમતનામાના પરિશિષ્ટ તરીકે અપાયલું શ્રી. જયપ્રકાશનું જાહેરનામું હું વાંચી ગયો છું. એમાં દર્શાવવામા આવેલા કેટલાક વિચારો સાથે હું સંમત નથી. અને છતાય એ જાહેરનામામા ઝળકી રહેલા દેશભક્તિની અને પરદેશી તંત્ર સામેની અધીરાઈની નોંધ લીધા સિવાય તો છૂટકો જ નથી.

આવા સદ્‌ગુણને માટે તો કોઈ પણ રાષ્ટ્ર ગૌરવ ધરે.

૭૪ : પણ આ તો ગજદારી માનમવાળા મહાસભાવાદી-ઓની જ વાત થઈ. પણ સરકારની તરાપ તો રચનાનું અને હાથ ઉદ્યોગોનું કામ કરનારાઓને માથે પણ એટલી જ પડી છે.

અખિલ હિંદ ચરખાસંઘ દ્વારા, કોઈ પણ બુલંદ જાહેરાતો સિવાય, ૩ કરોડ રૂપિયાની મજૂરી ગરીબ ગામડાઓ વચ્ચે ચુકવાઈ ગઈ છે—એવાં ગામડાઓ જેનો ભાવ પૂછવાનો કોઈ પણ પ્રયાસ, આજ પૂર્વે, કરવામા આવ્યો નથી. આ ચરખાસંઘને માથે પણ સરકારનો મજબૂત ફટકો લગાવાઈ ગયો છે. એ સંસ્થાના પ્રમુખ શ્રી. જાજુજીની ધરપકડ થઈ છે તેઓ કારાવાસમાં પડયા છે. તેમનો અપરાધ કોઈને માલૂમ નથી.

ટ્રસ્ટની મિલ્કત તરીકે ચાલતાં ખાદીકેંદ્રો પર સરકારનો હાથ પડયો છે. તેની મિલ્કતો પર જપ્તીઓ પડી છે. કરુણતાની અવધિ નથી કે આ ખાદી કેંદ્રોનું કામ ચલાવવાની વાત તો આ જપ્તીદારોથી બનતી જ નથી!

ખાદીના જથ્થામાં અને રેંટીઆના ઢગલામાં સત્તાવાળા-ઓએ ચાંપેલી આગની વાતો પણ સંભળાઈ રહી છે.

અને કુમારપ્પા બંધુઓને હાથે ચલાવવામાં આવતા-અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘને માથે પણ સરકારની એટલી જ

કરડી નજર વરસી ગઈ. શ્રી. વિનોબા ભાવે તો પોતે જ એક સંસ્થા રહ્યા છે. એમની દોરવણી તળે ઘણી રચનાત્મક પ્રવૃત્તિઓ ચાલતી હતી.

આવી પ્રવૃત્તિઓમાં પડેલા ઘણાખરા માનવીઓ રાજકારણમાં ભાગ લેતા નથી. ઉંચામાં ઉંચી કોટીના રચનાત્મક કાર્યમાં જ તેઓ ઓતપ્રોત બન્યા છે. અને આવા માણસોને રાજકારણમાં ઝંપલાવવાનો વિચાર જો આવ્યો જ હશે તો તેનું કારણ તો સરકાર પોતે જ હશે.

આવી વ્યકિતઓના કારાવાસને શુદ્ધપ્રયાસો સામેનો હું એક અક્ષમ્ય અપરાધ ગણું છું.

આશ્ચર્યની વાત છે કે, હિંદુસ્તાનનાં માનવીઓને ખોરાકની, વસ્ત્રોની અને જીવનની બીજી જરૂરિયાતોની ભારે ખેંચ જ્યારે વેઠવી પડે છે ત્યારે સરકારી અધિકારીઓ તો, હિંદુસ્તાનમાંથી તેઓને મળતાં માનવીઓની અને સામગ્રીઓની વાતો પોકારવામાંજ મશગૂલ રહ્યા છે!

મહાસભાવાદીઓની સેવાઓ સ્વીકારવાની સરકાર જો યોજના કરત તો, મારૂં મંતવ્ય છે કે, આખી નહિ તો ઘણે અંશે, આમાંની ઘણીક ખેંચ તો, જરૂર, ઓછી જ બનત.

મહાસભા દ્વારા ચાલી ગયેલાં બે અતિ સુંદર કાર્યોના દાખલાઓ તો સરકારની સામે જ હતા.

રાજેન્દ્રબાબુએ ચલાવેલું બિહારના ધરતીકંપનું કામ અને સરદાર વલ્લભભાઈ પટેલે ચલાવેલું ગુજરાતના જળસંકટની રાહતનું કામ.

૭૫ : અને હવે મારા બચાવનામાનો અંત આવી ગયો છે. ધાર્યા કરતા મારૂં બચાવનામું વધુ લાંબુ થયું છે. આ બચાવનામું તૈયાર કરતા, આ અટકાયતી છાવણીમાં, મને અને મારા સાથીઓને પાર વગરની મહેનત પડી છે.

મારા પોતાના, અને જે કાર્યનું પ્રતિનિધિત્વ હું ધરાવી રહ્યો છું એ કાર્યના બચાવને ખાતર, અમારી સામેના તહોમતનામાના મારા આ જવાબની પ્રસિદ્ધિની હું માગણી કરૂં છુ. અને આ બચાવનામા દ્વારા મે એ સાબિત કરી આપવાની ખેવના કરી છે કે, આધારો અથવા તો સાબિતીઓ સિવાયનું અમારી સામેનું તહોમતનામું જરા ય સાચું નથી.

સરકાર જાણે છે કે અમારી સામે મૂકવામા આવેલા તહોમતનામામાનો જનતાનો વિશ્વાસ તો જરા ય વસતો જ નથી. જનતા તો આ તહોમતનામાને પરદેશમાંના પ્રચાર માટે યોજાયલા દસ્તાવેજ તરીકે જ ઓળખી રહી છે સર તેજબહાદુર સપ્રૂ અને શ્રી જયકર સમા ધારાશાસ્ત્રીઓએ પણ આ તહોમતનામાને ન્યાયની દ્રષ્ટિએ છેક નિરાધાર ગણ્યું છે.

એટલે આ તહોમતનામું પાછું ખેંચવાની સરકારને હું સૂચના કરૂં છું.

તહોમતનામાની પ્રસ્તાવનામા સરકાર પાસે પડેલા કેટલાક 'અંગતના પુરાવાઓ' નો પણ ઉલ્લેખ કર્યો છે. પણ આ પુરાવાઓ ખુલ્લા કરવાની સરકારની જો તાકાદ નથી તો, હું કહું છું કે, સરકારના કબજામાંના બધા નજરકેદીઓને સરકારે, બિનશરત, છુટા કરવા જ ઘટે છે એ પકડીઘી અપરાધ કબૂલનામાનું કામ સ..... જરૂર ચલાવી શકે છે

સરકાર પાસે સત્તાનો અખૂટ ખજાનો પડયો છે. નિરાધાર તહોમતો પર જીવવાની જરૂર સરકારને છાજતી નથી.

૭૬: આમ તો, તહોમતનામું એક સરકારી પ્રકાશન બન્યું છે. પણ મેં તો તેના અજ્ઞાત લેખકની જ માત્ર ટીકા કરી છે. આશા રાખું કે, સરકારના વ્યકિતગત સભ્યોએ તો આ તહોમતનામામાં વપરાયલા ફકરાઓના મૂળ દસ્તાવેજો તો વાંચ્યાં જ નથી. વાંચ્યા હોય તો આ તહોમતનામામાં દોરવામાં આવેલાં અનુમાનો કરવાનું કામ જરાય સહેલું નથી.

૭૭: છેલ્લે, તહોમતનામાને લગતા મારા પ્રયકરણનો મને બતાવી આપવામાં આવનારો કોઇ પણ દોષ સુધારી આપવાની મારી તત્પરતા હું પ્રદર્શિત કરૂં છું. લાગી છે તેવી વાતનું જ મેં તો અહિં આલેખન કર્યું છે.

આપનો,
મો. ક. ગાંધી

# કારાગારની કાળી કથા

જગદંબા કસ્તુરબાની માંદગી સમયે સરકાર
સાથે પૂ. ગાંધીજીનો થએલો પત્ર વ્યવહાર

પત્ર પહેલો

અટકાયતી છાવણી,
૧૨, માર્ચ ૧૯૪૩

પ્યારા કર્નલ ભંડારી,

આજે સવારે થએલા આપણા વાર્તાલાપના અનુસંધાનમાં નીચેની વિગતો આપના ધ્યાન પર લાવવાની જરૂર પડી છે.

શ્રીમતી કસ્તુરબા ગાંધી છાતીની સખત શરદીથી પિડાઇ રહ્યાં છે અને એમણે હૃદયરોગને લગતી પણ ફરિયાદ કરી છે. તેમના હૃદયના ધબકારા દર મિનિટે ૧૮૦ જેટલા માલૂમ પડયા છે.

આપને ખબર છે કે કસ્તુરબાની આંખની પાંપણો પર સવારના ભાગમાં થોડા થેથર જામી રહે છે. તેમની આજની શારીરિક ક્ષીણતાની અસર તેમના માનસ પર પણ પડે છે.

અમને લાગે છે કે કસ્તુરબાની સારવાર અર્થે કોઇ ખાસ નર્સની જરૂર હવે ખુલ્લી પડી છે. કસ્તુરબાની પોતાની ભાષા જાણનારી વ્યકિત, સ્વાભાવિક રીતે જ વધુ ઉપયોગી બને.

ગાંધીજીની પોતાની તબિયત માટે પણ હજુ એકાદ મહિના પર્યંત ખાસ સંભાળ રાખવાની જરૂર જણાય છે. આટલા સમય પૂરતા શ્રી. કનુ ગાંધીને જો અહિં રાખી શકાય તો ગાંધીજી અને કસ્તુરબા બંનેની સગવડ સાચવી શકાય. સરકારને જો વાંધો ન હોય તો ચાહે તેટલા સમય પર્યંત કનુ ગાંધી અહિં રહેવાને તૈયાર થયા છે.

આપના,
એમ. ડી. ડી. ગિલ્ડર
સુશિલા નાયર

પત્ર બીજો

મુંબઈ સરકાર પર તા. ૧૮ મી નવેમ્બર ૧૯૪૩ના રોજ લખાયલા પત્રના થોડાક ફકરાઓઃ

...મને લાગે છે કે, મારી સાથે રખાયલા હોવાને જ કારણે, મારા સાથીઓને વધારાની મૂંઝવણો વેઠવી પડે છે. અને આ અગવડ એકલા ડૉ. નાયરની જ નથી. બીજાઓને પણ આવી અગવડો વેઠવી પડે છે.

મારી સાથે રખાયાને કારણે જ, ડૉ. ગિલ્ડરથી તેમનાં માંદાં પત્નીની અને પુત્રીની મુલાકાત લેવાતી નથી.

નાનકડી મનુ ગાંધીથી તેના પિતાને અથવા તો બહેનોને મળવાનું બનતું નથી. અને મારી પત્નીથી તેમના પુત્રોને અથવા તો પૌત્રોને મળવાની વાત બનતી નથી...

કેદીઓના સામાન્ય અધિકારોનો આ ઈન્કાર મારાથી સમજાતો નથી. મારી સામેના સરકારના ખાસ અણગમાને કારણે મારી સામે મૂકવામાં આવતા પ્રતિબંધો મારાથી સમજી શકાય છે, પણ મારા સાથીઓ સામેના પ્રતિબંધો તો મારાથી સમજાતા જ નથી.

અમારા સાથે મૂકવામાં આવેલા અધિકારીઓનો પોતાને અવિશ્વાસ તો સરકારના દિલમાં વસતો નથી ને?

એ સિવાય, અમારી છાવણીના સુપ્રિન્ટેન્ડેન્ટને, અથવા તો, ઈન્સ્પેક્ટર જનરલ સમા અધિકારીને પણ મેં મોકલ્યા છે એવા તારોનો નિકાલ કરવા જેટલી સત્તા પણ શા માટે નથી?...

ત્વરિત જવાબની વિનંતી કરું છું.

મો. ક. ગાંધી

પત્ર ત્રીજો

હિંદ સરકારના સ્વદેશખાતાના વધારાના મંત્રી પર ગાંધીજીએ આ પત્ર મોકલ્યો હતોઃ

અટકાયતી છાવણી,
જાન્યુઆરી, ૨૭, ૧૯૪૪.

સાહેબ,

થોડાક દિવસો પૂર્વે શ્રીમતી કસ્તુરબા ગાંધીએ, કારાગારોના ઇન્સ્પેકટર જનરલને અને કર્નલ શાહને, તેમની સારવારમાં સહાય આપવાને, પૂનાના ડૉ. દીનશા મહેતાને લાવવાની વાત સૂચવી હતી. પરંતુ આ વાતનું પરિણામ હજુ આવ્યું નથી. સરકારનો જવાબ લેવાનો શ્રીમતી કસ્તુરબા હવે મને આગ્રહ કરે છે એટલે ડૉ. મહેતાને સત્વર મોકલવાની હું માગણી કરું છું.

મને અને મારા પુત્રને કસ્તુરબાએ કોઇક આયુર્વેદિક વૈદ્યને લાવવાની પણ સૂચના કરી છે. આને લગતી સત્તા ઇન્સ્પેકટર જનરલને આપી રાખવાનું હું આપને સૂચન કરૂં છું.

દરદીની સારવારમાં શ્રી૦ કનુ ગાંધીને રહેવા દેવાની છૂટ આપવાની મારી વિનતિનો જવાબ પણ આપે હજુ આપ્યો નથી. દરદીની હાલત હજુ સુધરી નથી. અને રાતની સારવારનું કામ અતિ આકરું બન્યું છે. કનુ ગાંધીની સારવાર આદર્શ હશે. અને કસ્તુરબાની સારવાર એણે તો અગાઉ પણ કરી છે. એ ઉપરાંત કનુ પોતાના ભજન અને સંગીત દ્વારા પણ કસ્તુરબાને આરામ આપી શકે છે.

અત્યારનું દબાણ ઓછું કરવા માટે આ વાતના તાત્કાલિક નિકાલની હું માગણી કરૂં છું. આ વાતને અતિ અગત્યની ગણવાની હું આપને વિનંતિ કરૂં છું.

જાવણીના સુપ્રિન્ટેન્ડેન્ટે મને એમ કહ્યું છે કે, મુલાકાતીઓની હાજરી દરમીઆન, માત્ર એક જ વ્યક્તિને કસ્તુરબાની સારવાર માટે રહેવા દેવાની તેમને સૂચના મળી છે. આજ સુધી તો જરૂર પડે છે ત્યારે, એક કરતા વધુ વ્યક્તિઓ કસ્તુરબાની સારવાર કરે છે.

જરૂરી નિર્ણય સુપ્રિન્ટેન્ડેન્ટ, મહાશય, કરતા જ રહ્યા છે. પણ હમણાંજ જાગેલી એક મુશ્કેલી પ્રત્યે મેં ઈન્સ્પેક્ટર જનરલનું ધ્યાન દોર્યું હતું. પરિણામે એક વ્યક્તિ ઉપરાંત બીજી વ્યક્તિ તરીકે દાક્તરને રહેવા દેવાની છૂટ આપવામાં આવી હતી.

પણ દરદીની દશાનો ખ્યાલ આ હુકમ આપનારના દિલમાં વસતો હું જોતો નથી.

કસ્તુરબાની સારવાર માટે, ઘણીવાર એક કરતાં વધુ માણસોની જરૂર જણાતી જણાય છે. એટલે હાજર રહેનારાઓની સંખ્યા પરનો અંકુશ ઉઠાવી લેવાની હું માગણી કરૂં છું.

એક વાત સંતાડવાની વાત મારાથી બનતી નથી. કસ્તુરબાને અપાતી સગવડોમાં હું કોઈ ખટા જોતો નથી. હાજર રહેનારાઓની સંખ્યાને લગતા હુકમમાં હું અપંદીન ખજુમોદ સિવાય કંઇ પણ જોતો જ નથી.

---

મારા ત્રણ પુત્રો હમણાં પૂનામાં રહ્યા છે. મારો સૌથી મોટો પુત્ર હરિલાલ તો અમારા હાથમાંથી ખોવાઇ ગયો છે. એ હરિલાલને પણ આવવાની પરવાનગી ગઇ કાલે આપવામાં આવી નથી. કારણ એટલું જ છે કે તેની માતાની બીજી મુલાકાત હરિલાલને લેવા દેવાની સૂચના ઇન્સ્પેકટર જનરલને આપવામાં આવી નથી.

દરદી એને મળવાને કેટલી આતુર હતી!

અને એક બીજી ખણખોદની પણ વાત કરૂં. દરેક વેળાએ મુલાકાતીઓને મુંબઇ સરકારને લખવું પડે છે. દિલ બળે છે ને ઢીલ થાય છે. પણ અહિંના અધિકારીઓના હાથમાં તો મારી વિનંતિઓ મુંબઇભણી રવાના કરવા જેટલી જ માત્ર સત્તા રહી છે.

શ્રી. કસ્તુરબા સરકારનાં દરદી છે એ વાત મારા ખ્યાલ બહાર નથી. અને આવે સમયે પતિ તરીકેની મારી વાત પણ ઉપજે જ નહિ એ વાત પણ મારાથી છાની નથી.

પણ સરકારે તો એમ કહ્યું છે કે, તેમની માંદગી છતાંય તેમને છોડવામાં આવતાં નથી—મારા સાનિધ્યમાં તેમને રાખવામાં વસેલા તેમના પોતાના જ હિતને ખાતર. એટલે કસ્તુરબાની ઇચ્છાઓ સરકારને જણાવવાનો મારો પ્રયાસ સરકારને ખૂંચવાનું કોઇ કારણ નથી.

કસ્તુરબાની તબિયતનો સુધારો અથવા તો આજની કુમળી દશા વચ્ચેની તેમની માનસિક શાંતિ તો મને, તેટલી જ સરકારને પણ, જોઇતી જ હશે.

અણગમતી વાત કસ્તુરબાના માનસ પર આજે અતિ મોટો આઘાત કરે છે.

આપનો
મો ક ગાંધી

પત્ર ચોથો

જાન્યુઆરી ૨૭, ૧૯૪૪

મુંબઈ સરકારના
સ્વદેશ ખાતાના મંત્રી પ્રત્યે,

સાહેબ,

હિંદ સરકારનો એક પત્ર આ સાથે હું બીડેલ કરું છુ આ પત્ર હિંદ સરકારને સત્વર પહોંચાડવાની હું આપને વિનંતિ કરું છુ.

• પત્રમાં લખેલી વાતનો નિકાલ આપનાથી થાય તો હિંદ સરકારને એ પત્ર મોકલવાનો મારો આપને આગ્રહ નથી જોઈતી અગવડો સત્વર ખપે છે એટલે હિંદ સરકારની સૂચનાઓ, જરૂર પડે તો, ટેલીફોન દ્વારા મેળવી લેવાનું પણ, હું આપને સૂચન કરું છું.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર પાંચમો

અટકાયતી છાવણી,
જાન્યુઆરી ૩૧, ૧૯૪૪.

સાહેબ,

ગઇ તા. ૨૭ મીએ હિંદ સરકાર પર મેં એક ત્વરિત પત્ર પાઠવ્યો હતો. એ પત્રનો જવાબ હજુ આવ્યો નથી.

દરદીની હાલત હજુ સારી નથી. સારવાર કરનારાઓ હવે થાકી ગયા છે. એકાંતરે બબ્બે જણાઓ ઉજાગરાઓ વેઠી રહ્યા છે. અને દિવસના તો આ ચારે જણાને સારવારમાં રોકાવું પડે છે.

દરદીની અધિરાઇ હવે વધતી જણાય છે. ડૉ. દીનશાનાં આગમનને લગતી દરદી પૂછપરછ કરે છે.

બને તેટલો વહેલો, અને બને તો, આવતી જ કાલે આપ જવાબ આપશો કેઃ

(૧) કસ્તુરબાની સારવાર માટે સતત રહેવાની છૂટ થી. કનુ ગાંધીને મળનાર છે કે મળનાર નથી?

(૨) ડૉ. દીનશાની સારવાર દરદીને આપ આપનાર છો કે આપનાર નથી?

(૩) મુલાકાતીઓની હાજરી દરમીઆન હાજર રહેનારાઓની સંખ્યા પરનો પ્રતિબંધ દૂર કરવાની સગવડ મળનાર છે કે મળનાર નથી?

આશા રાખું કે આવનારી સગવડ મોડી પડેલી કહેવાનો સમય તો આવશે જ નહિ.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર છઠ્ઠો

અટકાયતી છાવણીના અધિકારી તરફથી નીચેનો સંદેશો ૩૧-૧-૧૯૪૪ ના રોજે સાંજના ચાર વાગે ગાંધીજીને પહોંચાડવામાં આવ્યો હતો:

'સરકારને જાણવું છે કે શ્રીમતી કસ્તુરબા કોઇ ચોક્કસ વૈદની માગણી કરે છે, અથવા તો ડૉ. દીનશા મહેતા ઉપરાંત તેઓ બીજા વૈદની માગણી કરે છે?'

આ દિવસ સોમવારનો હતો. એટલે નીચેનો જવાબ એક કાગળના ટુકડા પર લખીને, ગાંધીજીએ, તુરતાતુરત, આપ્યો હતો:

કસ્તુરબાના ખ્યાલમાં કોઇ ચોક્કસ વૈદ તો છે જ નહિ. પણ મારા પુત્ર દેવદાસે લાહોરના વૈદરાજ શર્માનું નામ સૂચવ્યું હતું. આવનાર વૈદ તો ડાકતર દીનશાની ઉપરાંતના જ હશે. ડૉ. દીનશાના હાથ હેઠા પડશે તો જ આ વૈદનો ખાસ ઉપયોગ હશે. આયુર્વેદ નિષ્ણાતને હાથે તજવીજ તપાસવાની ઇચ્છા દર્દીએ ઘણી વાર વ્યક્ત કરી છે. પરવાનગી આપવી હોય તો સંપૂર્ણ છૂટવાળી પરવાનગી આપવાની જરૂર ઉપાડી પડી છે.

'દરદીની ઇચ્છાશકિત હવે ખૂટતી જણાય છે. અને દરદીની તબિયતને લગતી સલાહો મેળવાના આમેની સાવચેની, મને મળતી છૂટ પર્યંત તો, મારે સેવવી જ રહી છે.

'આમાં જ દરદીની માનસિક શાંતિ હશે.'

પત્ર સાતમો

અટકાયતી છાવણી,
૩૧ મી જાન્યુઆરી, ૧૯૪૪.

પ્યારા કર્નલ ભંડારી,

આપ જાણો છો કે કસ્તુરબા ગાધીની શકિતઓ હવે, હળવે હળવે, ખૂટતી જણાય છે. ગઇ રાતની તેમની નિદ્રા અતિ ઓછી હતી. અને આજે સવારે તેમને એક જબ્બર ઝોખો આવ્યો હતો.

શ્વાસ તો, જાણે કે, ઉડતો જ હતો. (શ્વાસ ૪૮) નાડીએ મ દતા ધારી હતી. દેહના રંગમાં એક રાખોડી ઝાંય આવી હતી. વીસ મિનિટોની સારવાર પછીથી કસ્તુરબા કંઇક શાતામાં આવ્યાં હતાં.

અત્યારે બપોરે તેઓ બેચેન બન્યાં છે. વાંસાની અને ડાબા પડખાની વેદનાની તેઓ ફરિયાદ કરે છે.

આ પરિસ્થિતિમાં ડૉ૦ જીવરાજ મહેતા (યરવડા જેલ, પૂના) અને ડૉ૦ બિધન રૉય (કલકત્તા)ની સલાહની અમને જરૂર જણાય છે આ તબીબોમા દરદીનો વિશ્વાસ વસ્યો છે અને ભૂતકાળમા, આ તબીબોએ, કસ્તુરબાની માવજત પણ કરી છે.

આ તબીબોની સહાય કારગત બનવા માટે તે અલગ મગાવી આવશ્યક બની છે.

કસ્તુરબાનું ધ્યાન ગતદિવસ ગખવુ પડે છે. માવજતનું કામ હવે મુશ્કેલ બન્યુ છે કનુ ગાધી અને ડૉ. દીનશા મહેતાની માગણી દરદી, અવારનવાર, કરતાં જ રહે છે.

આપના,
સુશિલા નાયર,
એમ ડી ડી ગીલ્ડર

તા. ૬ બાજીનું સેરીનું દબાણ, અને અવારે, ૨૦૬–૧૧૦ જેટલું હતું.

પત્ર આઠમો

અટકાયતની છાવણી,
૨૭ ફેબ્રુઆરી, ૧૯૪૪.

મુબઈ સરકારના મત્રી પ્રત્યે, મુબઈ.

સાહેબ,

ગઈ કાલથી કસ્તુરબાએ, ડૉ. દીનશા મહેતા અને વૈદરાજને સ્રમની વાત, મારી સામે, ફરીવાર, કાઢી હતી

મેં તમને જણાવ્યું હતું કે મેં પોતે તો બંને વાતની માંગણી કરી છે; પણ આપણે કેદીઓ હતા, આપણા ધાર્યા પ્રમાણે આપણી વાત ઉપજે નહિ.

તે પછીથી પણ આ માગણીનો તોડ સત્વર લાવવાની તેમણે મને સૂચના કરી છે. ગઇ રાત્રે તેઓ, ફરીવાર, બેચેન હતાં. પણ આ વાત તો હવે રોજની બની છે.

ડૉ. દીનશા મહેતા અને લાહોરના વૈદ્યરાજ શર્માને લગતા હુકમો સત્વર કાઢવાની હું આપને વિનંતિ કરું છું. વૈદરાજ શર્મા તો પાછળથી જ આવી શકે. પણ ડૉ૰ દીનશા તો, આજ ને આજ પણ, આવી જ શકે—જો તેમને અંદર આવવાની પરવાનગી અપાય તો.

દરદીના જીવનમરણનો સવાલ આજે કાચે તાંતણે લટકી રહ્યો છે. એ વેળાએ થતી આ ઢીલ મારાથી સમજાતી નથી.

રાજકાજની વાતો જરૂરની હશે, પણ દરદીના દુઃખ-નિવારણની વાત દરદીને માથે ઓછી અગત્યની તો ઓછી જ હશે.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર નવમો

મુંબઈ સરકારના સ્વદેશ ખાતાના મંત્રી તરફથી,

શ્રી. મો. ક. ગાંધી પ્રત્યે.

સાહેબ,

આપના તા૦ ૩૧ મી જાન્યુઆરીના પત્રમાં આલેખવામાં આવેલા ત્રણ મુદ્દાઓના સંબંધમાં નીચેનો જવાબ આપવાની મને સૂચના થઈ છે:

(૧) અટકાયતી છાવણીના અન્ય કેદીઓની રીતે જ રહેવાની શરતે કનુ ગાંધીને શ્રીમતી કસ્તુરબાની સારવાર માટે આખો વખત રહેવા દેવાની વાત સરકારે મંજૂર કરી છે.

સરકાર માને છે કે કનુ ગાંધીજીની મદદથી સારવારનું કામ સંતોષકારક રીતે જ ચાલનાર હશે, એટલે એથી વધુ મદદ આપવાની વાત સરકારને મંજૂર નથી.

(૨) સરકારી અધિકારીઓનો અભિપ્રાય થતાં પહેલાં જરૂરની તબીબી મદદ નામંજૂર કરવાનો સરકારે નિર્ણય કર્યો છે.

ડૉ. દીનશા મહેતાને લગતી વાત તો સરકારી તબીબે જ વિચારવી રહી છે.

---

(૩) શ્રીમતી કસ્તુરબાની મુલાકાતની છૂટ નિકટનાં સગાંઓને તો મળતી જ રહી છે. આ મુલાકાતો વેળાની તમારી હાજરી સામે સરકારને વાંધો નથી.

પણ શ્રીમતી કસ્તુરબાની સારવાર માટે જોઈતા માણસો ઉપરાંત વધુ વ્યકિતઓને એ મુલાકાતો દરમીઆન હાજર રહેવા દેવાની જરૂર સરકાર જોતી નથી.

ઇન્સ્પેકટર જનરલે એક વ્યકિતને રહેવા દેવાનું મંજૂર કર્યું છે આ ઉપરાંત, જરૂર હોય તો, દાકતર પણ આવી શકે છે.

સામાન્ય રીતે તો, આટલી ગોઠવણ સરકારને પૂરતી જણાય છે. છતાંય તબીબી કારભારી, કારાવાસના ઇન્સ્પેકટર જનરલ આને લગતો નિર્ણય કરી શકે છે.

આપનો તાબેદાર સેવક,
એચ. આઇ. આયંગર,
મંત્રી, મુંબઇ સરકાર સ્વદેશ ખાતું

પત્ર દશમો
ત્વરિત

અટકાયતી છાવણી,
૧૧-૨-૧૯૪૪

વૈદ્યને બોલાવવાની સંપૂર્ણ જવાબદારી હું ધારણ કરું છું. અને આ ઉપચારમાથી જાગનારાં કોઇ પણ અનિષ્ટ પરિણામની જવાબદારીમાંથી સરકારને હું મુકત કરું છું. વૈદો અથવા તો

હકીમોની સલાહ સ્વીકારવા પૂરતી મારી તત્પરતા હું હજી જાણતો નથી અને એ ઉપચારોની નિષ્ફળતા પછીના સંજોગો વચ્ચે આજના ઉપચારો કરી આરંભવાનો મારો અધિકાર અકબંધ રાખવાની પણ હું માગણી કરૂં છું.

મો. ક. ગાંધી

પત્ર અગિયારમો

અટકાયતી છાવણી,
ફેબ્રુઆરી, ૧૪,૧૯૪૪

કારાગારોના ઇન્સ્પેક્ટર જનરલ,
પૂના

સાહેબ,

શ્રી કસ્તુરબાની ગતના બગડેલી તબિયતની વાત મેં આપને ગઈ કાલે જણાવી હતી. ડૉ. સુશિલા નાયર તો હાજર જ હતાં. તેમણે ડૉ. ગિલ્ડરને જગાડયા હતા. મને તો એમજ લાગ્યું હતું કે કસ્તુરબા તો ઉપડી જ જશે. સ્વભાવિક રીતે જ, તબીબો લાચાર હતા.

ડૉ. સુશિલાએ છાવણીના અધિકારીને જગાડયા હતા. તેમણે વૈદરાજને ટેલીફોનથી ખબર આપેલા હતા.

સમય ગતના એકનો હતો. એ વખતે વૈદરાજ જો અમારી પાસે હોત તો કસ્તુરબાને કંઇક પણ રાહત આપી શકત એટલા જ માટે એમને છાવણીમા રહેવા દેવાની વાત મે આપને સૂચવી હતી

, પણ આપે મને જણાવ્યુ હતુ કે, સરકારી ફરમાનમાથી વૈદરાજના ગતના રોકાણને લગતી વાત ગેરહાજર હતી સાથેસાથે, વૈદરાજને રાત દરમીઆન બોલાવી આપવાની તત્પરતા પણ આપના તરફથી પ્રદર્શિત કરવામા આવી હતી

આવી ઢીલના જોખમ પ્રત્યે મે આપનુ ધ્યાન દોર્યું હતુ પણ સરકારી ફરમાન સામે આપ લાચાર હતા આયુર્વૈદિક સારવારના સબધમા મે ધારણ કરેલી સપૂર્ણ જવાબદારી પછીથી, દરદીના લાભમા વૈદરાજને છાવણીમા રહેવા દેવા આડેનો વાધો તો રહેતો જ નથી પણ આપની સામેની મારી આ દલીલ નિષ્ફળ હતી.

એટલે રાત્રિ દરમ્યાન, જરૂર પડયે તત્કાળ હાજર થવા માટે, આગાખાન મહેલાતના દ્વાર સામે મોટરગાડીમા સૂઇ રહેવાની મારી વિનતિ વૈદરાજને મે સભળાવી હતી માનવતાથી કંપીને વૈદરાજે મારી આ વિનતિ માન્ય રાખી હતી.

વૈદરાજને અમે બોલાવ્યા હતા વૈદરાજે દરદીને ખપતી રાહત આપી હતી

પણ કસ્તુરબાને માથે ગાજતુ સકટ હજુ ઉતર્યું નથી એટલે મારી મૂળ વિનતિ હુ ફરી એકવાર તાજી કરૂ છુ ત્વરિત

નિર્ણયની હું માગણી કરું છું. ગઈ કાલનો અનુભવ બનતા ઉપાયે ટાળવાની લાલચ મારાથી રોકાતી નથી.

મારી માગણીઓ પરત્વે કરાતી ઢીલ આટલેથી જ અટકાવવાને હું ખેવના કરું છુ. ડૉ૦ મહેતા અને વૈદરાજને લગતી પરવાનગી ઘણી ઢીલ પછીથી જ આપવામા આવી હતી.

કિંમતી સમય ખોવાયો હતો. અને હતું તેના કરતા પણ કસ્તુરબાનું આરોગ્ય વધુ અનિશ્ચિત બનાવવામા આવ્યું હતુ.

દરદીના હિતને ખાતર વૈદરાજને અંદર રાખવાની પરવાનગી સરકાર પાસેથી મેળવી લેવાને હું આપને વિનંતિ કરું છું.

સતત અને સર્વાંગ સંભાળની દરદીની જરૂર જરાય ઓછી નથી

આપનો,
મો. ક. ગાંધી.

પત્ર બારમો

આગાખાનની છાવણી,
૧૬ મી ફેબ્રુઆરી, ૧૯૪૪

કારાવાસોના ઇન્સ્પેક્ટર જનરલ,
પૂના.

સાહેબ,

૧૪ મી તારીખના મારા પત્રના અનુસંધાનમાં આ બીજો પત્ર લખવાની જરૂર પડી છે

કસ્તુરબાની સારવાર બદલની વેળાએ પરિણામોની જવાબદારીમાંથી સરકારને મુક્ત કરવાનો પત્ર મારા તરફથી લખવામાં આવ્યો હતો. સ્વાભાવિક રીતેજ મેં માન્યુ હતું કે માંદગી માટે જરૂરી એવી તમામ સગવડો વૈદ્યોને આપવામાં આવનાર હતી.

મારે માટે આ પરિસ્થિતિ હવે અસહ્ય બની કે દર્દીની સગવડ માટે વૈદરાજ પોતે તો અપાર ઉજાગરા વેઠવાને પણ તૈયાર રહ્યા છે પણ એમની આ અઠંગ ભલમનસાઇનો વધુ લાભ લેતા, સ્વાભાવિક રીતેજ, મારૂં હૃદય હવે પાછું જ પડે છે

એ ઉપરાંત, છાવણીના અધિકારીની નિદ્રામાં પણ ખલેલ પાડવાની જરૂર પડે છે, કહો કે, આખી છાવણીને જાગવું પડે છે

ગઇ રાતે એકાએક, દર્દીને ટાઢ સાથે સખત તાવ આવ્યો હતો રાતે ૧૦-૩૦ વાગે બહાર ગયેલા વૈદરાજને મધરાતે બાર વાગે અંદર બોલાવવાની જરૂર જાગી હતી

વૈદરાજની તો અંદર વધુ વખત રહેવાની ઇચ્છા હતી પણ મારે તો તેમને તુરત જ રજા આપ્યા સિવાય કોઇ છૂટકોજ નહોતો વૈદરાજને રાખું તો સુપ્રીન્ટેન્ડેન્ટને જાગવું પડે છાવણીના અધિકારી જાગે એટલે તેમના માણસોને પણ જાગવુંજ પડે અને આવું જાગરણ તો, કદાચ, આખી રાતનું ય બને

ખાસ કરીને, અને મારો માર્ગ જ્યારે સાવ ઉઘાડો પડ્યો છે ત્યારે તો, મારી જીવનસાથિનીની જીંદગી બચાવવાને માટે પણ, આવી પરિસ્થિતિ મારાથી વેઠાય નહિ

કહી ગયો છું કે દર્દીની સુશ્રૂષા માટે વૈદરાજ આવશ્યક બન્યા છે, દર્દીની દશા પ્રમાણે પળેપળે, વૈદરાજ દવાના ફેરફારો કરે છે

---

ડૉ ગિલ્ડર અને સુશિલા નાયરની સારવાર તો તૈયાર પડી છે પણ વૈદરાજની સારવાર તેમની સારવારથી સદંતર જુદી પડે છે

એટલે નીચેની ત્રણ વાતોનું હું સૂચન કરૂ છુ

(૧) જરૂર જણાતા પર્યંત વૈદરાજને સતત અંદર રહેવા દેવાની વાત સરકાર મજૂર કરે

(૨) આ વાત સરકારને જો મજૂર નથી તો છૂટથી સારવાર પામવા માટે સરકાર દરદીની ચોક્કસ મુદતને માટે મુક્તિ કરે

(૩) અને આ બને વાત સરકારને જો નામજૂર હશે તો, બહેતર છે કે, મને પોતાને દરદીને લગતી જવાબદારીમાથી સરકાર, તુરતાતુરત, છૂટો કરે

દરદીના પતિ તરીકે, દરદીને જોઈતી મદદ આપવાને હુ જો લાચાર પડયો છુ તો, સરકારને ફાવે તેવી બીજી કોઈપણ જગ્યાએ સરકાર મને અળગો કરે

પણ કસ્તુરબાની વેદનાઓના લાચાર પ્રેક્ષક તરીકે અહિ રહેવાની તો મારી હવે ઇચ્છા જ નથી

અવારનવાર દરદીએ કરેલી માગણી પછી દરદીની તબિયત જોવાની છૂટ સરકારે ડૉ દીનશા મહેતાને અર્પણ કરી છે અમારે માટે એમની મદદ અતિ કિમતી બની છે પણ ડૉ મહેતા કોઈ દવાઓ આપતા નથી દવા તો દાક્તરો અથવા તો વૈદરાજ પોતે જ આપી શકે, અને, તુરત પુરતી તો, દાક્તરોની સારવાર હમણ બંધ જ રહી છે

આ પત્રનો સંતોષકારક જવાબ આજ સાંજ સુધીમાં મને મળશે નહિ તો, વૈદરાજની મુલાકાત પણ આજ સાંજથી બંધ કરવાનો નિર્ણય મારે ન છૂટકેજ કરવો પડયો છે.

દરદીના બિછાના સામે આ પત્ર હું ગતના બે વાગે આલેખી રહ્યો છું. જીવન અને મરણ વચ્ચે કસ્તુરબાને ઝોલાં ખાતી હું નિરખી રહ્યો છું.

દરદીને તો માગ આ પત્રનું જ્ઞાન હોયજ નહિ પોતાને લગતો કોઈપણ નિર્ણય કરવાની કસ્તુરબાની શકિત તો આજે ભાગ્યેજ જીવતી હશે.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર તેરમો

આટકાયતી છાવણી,
૧૮મી ફેબ્રુઆરી, ૧૯૪૪.

કારાગારોના ઇન્સ્પેકટર જનરલ,
પૂના.

સાહેબ,

વૈદરાજ શ્રી શિવ શર્માએ આજે સખેદ જાહેર કર્યું છે કે, તેમના અનેક પ્રયાસો પછીથી, કસ્તુરબાના આરોગ્યને સુધારની આશા

તેમને છોડવી પડી છે ગેટને એમની મારવાગ બધ કરીને મૂળ સાગ્વાગ ચાતુ કરવાની ડૉ ગિલ્ડર અને સુશિના નાયરને મે સૂચના કરી છે ડૉ મહેતાના બાહ્યોપચારો તો અગ્કાવવામા આવ્યા જ નથી અને કાતો સુધાગ પર્યંત અથવા તો અત પર્યંત એ ઉપચારો તો ચાલુ જ હશે

દરદીની અતિ દારૂણુ માદગી મિટાવવાને વૈદરાજે બનતુ કર્યું પણ વૈદરાજના હાથ હેઠા પડયા છે

છતા પણુ વૈદરાજની કેટલીક રેચક દવાઓ અતિ અકસીર માલૂમ પડી છે અને આટલા પૂરતી વૈદગજની મહાય ચાલુ રાખવાની પોતાની ઇચ્છા ડૉ ગિલ્ડર અને સુશિના નાયરે મારી મમક્ષ પ્રદર્શિત કરી છે

હુ માનું છુ કે, વૈદરાજની આટલી સહાય પરત્વે સરકારનો વાધો નથી અને આટલા માટે વૈદરાજને રાતે ગખવાની જરૂર રહેનાર નથી, એ કહેવાની તો આવશ્યકતા જ નથી

માગ ખેદની વાત મારાથી છુપાવાતી નથી વૈદરાજ અને ડૉ મહેતાને લગતી પરવાનગી આપવામા સરકારે અતિ ઘણી ઢીલ ઉભી કરી આ ઢીલથી કસ્તુરબાનું જોખમ વધુ ઘેરાઈ ગયુ

જાણુ છુ કે પ્રભુની ઇચ્છા સિવાય તો એક પાદડુ પણુ હલતુ નથી પણ એ ઇચ્છા જાણવાનો ઉપાય નજરે દેખાતા પરિણામો સિવાય બીજો એકેય નથી

આપનો,
મો ક ગાધી

પત્ર ચૌદમો

૨૨ મી ફેબ્રુઆરીએ કસ્તુરબાનું અવસાન થયું. કસ્તુરબાની અંતિમ ક્રિયાઓને લગતી ગાંધીજીની ઇચ્છાઓ જાણવાની સરકારે ઇન્સ્પેકટર જનરલને આજ્ઞા કરી. અને ઇન્સ્પેકટર જનરલની પુછપરછના જવાબમાં આ જવાબો લખી લેવાની ગાંધીજીએ તેમને સૂચના કરી :

(૧) કસ્તુરબાનો મૃતદેહ સરકાર મારા પુત્રોને અને સગાંઓને કશીપણ દરમીઆનગીરી સિવાય સુપરત કરે. એનો અર્થ એ થાય છે કે, કસ્તુરબાની જાહેર સ્મશાનયાત્રાની સંપૂર્ણ સગવડ મળે.

(૨) આ વાત સરકારને જો મંજૂર નથી અને મહાદેવ દેસાઇ જેવું દહન કસ્તુરબાને આપવાની સરકારની જો મરજી હશે, અને સાથે સાથે, મારા પુત્રોને અને સગાંઓને હાજર રહેવાની પરવાનગી આપવાને સરકાર જો તત્પર હશે તો સરકારની એ તત્પરતાનો લાભ લેવાની મારી મરજી નથી. એટલે મારાં સગાંઓ જેટલાં જ નિકટના મિત્રોને હાજર રહેવાની પરવાનગી સરકારે આપવી ઘટે

(૩) આ વાત પણ સરકારને જો મંજૂર નથી તો બધાય મુલાકાતીઓને વિદાય આપીને મારા અટકાયતની સાથીઓ સાથે જ કસ્તુબાની અંતિમ ક્રિયાઓ હું પૂરી કરીશ.

એ વાતના તો તમે સાક્ષી જ રહ્યા છો કે, મારી જીવનસંગાથિનીની દારૂણ માંદગીમાંથી રાજદ્વારી પડઘાઓ જગાવવાની તો મારી ઇચ્છા જ નથી.

---

મેં તો સરકાર પાસેથી તેની શોભા સાચવી રાખવા જેટલી જ માગણી કરી છે. મને દહેશત છે કે, આ શોભા હું આજ જોતો નથી.

પણ કસ્તુરબાનો જીવનદીપ હવે હોલવાઇ ગયો છે. આશા રાખું કે તેમની અંતિમક્રિયા પૂરતી શોભા તો સરકાર છોડશે જ નહિ.

પત્ર પંદરમો

અટકાયતી છાવણી,
૪થી માર્ચ, ૧૯૪૪.

હિંદ સરકારના ગૃહખાતાના મંત્રી પ્રત્યે,
નવી દિલ્હી.

સાહેબ,

ખેદ અને આનાકાનીપૂર્વક મારી ગત થયેલી પત્નીને લગતી વાત મારે કરવી પડે છે. પણ સત્યને ખાતર આ પત્રનું આલેખન મારે કરવું પડે છે.

અખબારી અહેવાલો અનુસાર, ઇંગ્લાંડની આમ સભામાં, ૨ જી માર્ચ ૧૯૪૪ ના રોજ, શ્રી. બટલરે કહ્યું છે કે, 'પોતાની તહેનાતમાં રહેલા માનવીઓદ્વારા કસ્તુરબા બનતી તમામ સારવાર પામ્યાં હતાં. અને તેમના કુટુંબે સૂચવેલી સારવાર પણ તેમને આપવામાં આવી હતી?'

કસ્તુરબાની સેવામાં રહેલી વ્યક્તિઓએ કરેલી સહાયનો હું કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરૂં છું

પણ સરકાર તરફથી અપાયેલી સગવડો અતિ મોડી હતી અને મારી પત્નીની અસહાય દશા લાચાર ભાવે જોયા કરતા તેનાથી છૂટા પડવાની મેં સરકારને સમજાવેલી મારી માગણી પછીથી જ આપવામા આવી હતી

વૈદરાજની સંપૂર્ણ સહાય તો ઇન્સ્પેક્ટર જનરલ પરના મારા પત્ર પછી જ આપવામાં આવી હતી આ પત્રની નકલ આ સાથે હું સામેલ કરૂં છું.

ડૉ૦ દીનશાને લગતી મારી અરજી ૨૭ મી જાન્યુઆરી ૧૯૪૪ ના કરવામાં આવી હતી સ્વગસ્થ કસ્તુરબા તરફથી તો, ઇન્સ્પેક્ટર જનરલ આ માગણી, આગલા મહિના દરમીઆન અવારનવાર, સમજાવવામાં આવી હતી પણ ડૉ૦ દીનશાની સહાય તો અમને છેક ૫ મી ફેબ્રુઆરી ૧૯૪૪ ના રોજ આપવામા આવી હતી

ડૉ૦ ગીલ્ડર અને સુશિલા નાયર તરફથી ડૉ૦ શિવનરાયની સલાહ માટેની અરજી ૩૧ મી જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ કરવામા આવી હતી

પણ સરકાર તરફથી આ માગણી અને તેને લગતી મરીઓ. પ્રત્યે, સંપૂર્ણ દુર્લક્ષ કરવામાં આવ્યું હતું.

શ્રી બટલરે વધુમા કહ્યુ છે કે, 'કસ્તુરબાની મુકિતને લગતી વિનતિ તો કરવામા આવી જ નથી અને આગાખાન મહેલાતમાથી તેમને ખસેડવામા તેમના અને તેમના કુટુબ પ્રત્યેની કાંઈ પણ મીઠી લાગણી સરકારે બતાવી નથી'

સાચી વાત છે કે, કસ્તુરબાની મુકિતને લગતી માગણી તો કરવામા આવી જ નથી. (સત્યાગ્રહી કેદીઓને આવી માગણી છાજે નહિ) પણ મારી સામે અથવા તો મારા પુત્રો સમક્ષ કસ્તુરબાની મુકિતની વાત ધરવામા સરકારની શોભા થોડી હતી? સરકારની આવી તત્પરતાની અસર કસ્તુરબાના માનસ પર કેટલી સુદર પડત? પણ આવી તત્પરતા તો પ્રદર્શિત કરવામાં આવી જ નથી

કસ્તુરબાની અતિમ ક્રિયાના સબધમા શ્રી બટલરે કહ્યુ છે કે, 'શ્રી ગાંધીની માગણી અનુસાર, મિત્રો અને સગાઓની હાજરી વચ્ચે, આગાખાન મહેલાતના ચોગાનમા જ કસ્તુબાને અગ્નિદાહ દેવામા આવ્યો હતો

પણ ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૪૪ ની રાત્રે ૮–૭ ને સમયે કારાવાસના વડા અધિકારીને મે લખાવેલી માગણીઓ તો આપી જ હતી

(૧) કસ્તુરબાનો મૃતદેહ સરકાર મારા પુત્રોને અને સગાંઓને કશી પણ દરમીઆનગીરી સિવાય સુપરત કરે આનો અર્થ એ થાય છે કે, કસ્તુરબાની જાહેર સ્મશાનયાત્રાની સંપૂર્ણ સગવડ મળે

રહ્યો છું. અને એવો ઉપયોગ તો આજે કરવાની પણ મારી મરજી નથી.

પણ કસ્તુરબાની સ્મૃતિના ન્યાયમાં, મારા સાંત્વન ખાતર અને સત્યને નામે, સરકારે પોતાની થઇ ગયેલી ભૂલો તો સુધારવી જ રહી છે.

પણ શ્રી. બટલરનાં નિવેદનને લગતો અખબારી અહેવાલ જો ખોટો જ હોય તો ખરા અહેવાલની હું માગણી કરું છું. પણ મારી ફરિયાદ જો વ્યાજબી જ હશે તો, આશા રાખું છું કે અમેરિકામાં વસતા હિંદ સરકારના પ્રતિનિધિએ કરેલા આશ્ચર્યજનક કથનમા યોગ્ય સુધારો કરવાનાં પગલાંઓ ભરવાનો પ્રબંધ સરકાર તરફથી સત્વર થશે.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર સોળમો
નં. ૩–૪૩–એમ. એમ.

સ્વદેશ ખાતું : હિંદ સરકાર
નવી દિલ્હી : ૨૧ મી માર્ચ, ૧૯૪૪

હિંદ સરકારના વધારાના મંત્રી તરફથી,

નવી દિલ્હી.

શ્રી૰ મો. ક. ગાંધી પ્રત્યે,

સાહેબ,

તમારો તા. ૪ થી માર્ચનો પત્ર મળ્યો છે. ખેદની વાત છે કે, ખાસ વૈદકીય સારવારના સંબંધમાં આમની સભામાં શ્રી. બટલરે આપેલા જવાબોને તમે અયોગ્ય અને વાંધા પડતા ગણ્યા છે.

સરકારી તબીબોએ આવશ્યક માનેલી તબીબી સહાય આપવાને સરકાર, સદાય, તત્પર હતી. અને સરકારી તબીબોએ માનેલી જરૂરિયાત સમયે અપાયલી બહારની સારવાર દીલમાં પડવાની વાત પણ સરકારને મંજૂર નથી.

શ્રીમતી કસ્તુરબાએ માગેલી ડૉ૰ દીનશા મહેતાની સારવારના પહેલા સમાચાર સરકારને ૨૮ મી જાન્યુઆરીએ મળ્યા હતા. અને અન્ય તબીબો સાથે મસલત કરવાની ડૉ૰ ગિલ્ડરે પ્રદર્શિત કરેલી ઈચ્છાની વાત સરકારે તા. ૩૧ મી જાન્યુઆરીના રોજ જાણી હતી.

સરકારી તબીબોએ આવશ્યક માનેલી તબીબી સહાય આપવાની વાત મુંબઇ સરકારને તા ૧ લી ફેબ્રુઆરીના રોજ, અતિ સ્પષ્ટ સ્વરૂપે, જણાવવામા આવી હતી

ડૉ દીનશા મહેતાને વહેના બોલાવવાની વાત સરકાર તરફથી વિચારવામા આવી નહિ કારણ કે, એવી સહાય કર્નલ ભંડારી અને ડૉ ગિલ્ડર તરફથી અનાવશ્યક માનવામા આવી હતી પણ સરકારી તબીબે ફેરવેલા વિચાર સાથે ડૉ દીનશાને લગતી વાત, તુરતાતુરત મંજૂર કરવામા આવી હતી

આયુર્વેદિક ઉપચારને લગતી તમારા પત્નીની ઇચ્છાને લગતો તમારો તા ૨૭ મી જાન્યુઆરીનો પત્ર હિંદ સરકારના હાથમા તો ૧ લી ફેબ્રુઆરીને દિવસે જ આવ્યો હતો પણ એ પત્રમાં કોઇ ખાસ નામનો ઉલ્લેખ કરવામા આવ્યો નથી

વૈદરાજ શર્માને લગતી તમારી સ્પષ્ટ વિનતિ હિંદ સરકારની જાણમા ૯ મી ફેબ્રુઆરીના રોજ આવી હતી અને, ચોવીસ કલાકમા જ એ માગણી મંજૂર કરવામા આવી હતી. અને વૈદરાજને આગાખાન મહેલાતમાં ન રહેવા દેવામાંથી નીપજતી મુશ્કેલીઓની વાત જાણ્યા પછીથી એ પ્રતિબંધ પણ ઉઠાવવામા આવ્યો હતો

હિંદ સરકાર માને છે કે, તમારી પત્નીની માગણીના સંબંધમા બનતા બધા પ્રયાસો કરવામા આવ્યા હતા

---

૨ : કસ્તુરબાની મુક્તિના સંબંધમાં તો સરકાર હજુય માને છે કે તેઓએ ધારણ કરેલો માર્ગ સર્વોત્તમ અને ઉપકારક હતો

૨૪ મી જાન્યુઆરીએ સરકારને જણાવવામાં આવ્યું હતું કે તમારા પુત્ર દેવદાસ ગાંધીએ પૂછેલા સવાલના જવાબમાં તમારા પત્નીએ જવાબ આપ્યો હતો કે તમારા વિના છૂટવાને તે નારાજ હતા.

આ ઉલ્લેખ તો એક ખાનગી વાતને જ લગતો હતો એટલે તેનો કશો પણ ઉપયોગ સરકાર તરફથી કરવામાં આવ્યો નથી. અને છતાંય, એ અહેવાલે સરકારની માન્યતા વધુ મજબૂત કરી.

અમેરિકામાં કરાયલા ઉલ્લેખોની વાત તો વડી ધારાસભામાં છણાઇ ગઇ છે એનો અહેવાલ તો તમે વાંચ્યો જ હશે

૩ અંતિમક્રિયાને લગતી ગોઠવણ તો અહિં તમારી પોતાની જ સૂચના અનુસાર થયેલી માનવામાં આવી હતી આના સંબંધમાં વધુ તપાસ કરવામાં આવી હતી અને તમારા પત્રમાં દર્શાવાયલી ત્રણેય વાતોને લગતી તમારી પસંદગી તો સરખી જ માનવામાં આવી હતી

૪ · આવા સંજોગોમાં આમની સભામાં અપાયલા શ્રી. બટલરના જવાબોને હિંદ સરકાર જરાય ખોટા ગણતી નથી.

આપનો તાબેદાર સેવક,
આર ટોટનહામ

પત્ર સત્તરમો

અટકાયતી, છાવણી,
૧ લી એપ્રિલ ૧૯૪૪

હિંદ સરકારના
વધારાના મંત્રી પ્રત્યે,

નવી દિલ્હી.

સાહેબ,

આપનો તા. ૨૧ મી માર્ચનો પત્ર મને તા. ૨૭ મી માર્ચના રોજ પહોંચાડવામાં આવ્યો હતો.

બહારની તબીબી સહાયના સંબંધમાં કસ્તુરબાની પહેલી માગણી તો, ગયા ડીસેમ્બરમાં જ કર્નલ અડવાણી સમક્ષ કરવામાં આવી હતી.

તે પછીથી પણ, આ મૌખિક માગણી, અવારનવાર, કરવામાં આવી હતી.

પણ આનું પરિણામ નિપજ્યું નહિ. અને એટલે, હિંદ સરકાર પરના પત્રદ્વારા, ૨૭ મી જાન્યુઆરી ૧૯૪૪ ના રોજ, આ માગણી મારે, લેખિત રીતે જ, કરવી પડી.

૩૧ મી જાન્યુઆરીના રોજ મુંબઈ સરકાર તરફ આને લગતો મારો સ્મરણપત્ર મોકલાયો હતો. આવો જ એક પત્ર

ડૉ. ગિલ્ડર અને સુશિલા નાયર તરફથી પણ ઈન્સ્પેકટર જનરલ પર મોકલવામાં આવ્યો હતો.

૩ જી ફેબ્રુઆરીના રોજ મુંબઈ સરકાર પર મેં એક વધુ પત્ર પાઠવ્યો હતો. એ પછીથી, તા. ૫ મી ફેબ્રુઆરીના રોજ ડૉ૦ દીનશા મહેતાને અંદર આવવા દેવામાં આવ્યા હતા.

એ દરમીઆન મૂળ માગણી પર, ૭ અઠવાડિયાંઓ ગુજર્યાં હતાં.

અને પરવાનગી આપવામાં આવ્યા પછી પણ, તેમની મુલાકાતોની સંખ્યાને લગતા અને સારવાર પાછળ ગાળવાના સમયને લગતા અંકુશો તો ચાલુ જ હતા. મહામહેનત પછીથી, આ અંકુશો પહેલાં ઢીલા, અને પછીથી, દૂર કરવામાં આવ્યા હતા.

આપના પત્રમાં ડૉ. ગિલ્ડરના અભિપ્રાયને લગતો ઉલ્લેખ થયો છે. આના જવાબમાં, ડૉ. ગિલ્ડર પોતે જ, સરકાર પર એક પત્ર લખે છે. આ પત્ર સરકારને મોકલી આપવાને ડૉ. ગિલ્ડરે મને વિનંતિ કરી છે. એ પત્ર હું આ સાથે સામેલ કરું છું.

ડૉ૦ ગિલ્ડરને નામે નોંધવામાં આવેલો અભિપ્રાય તેમના તરફથી ઉચ્ચારવામાં આવ્યો જ નથી.

ડૉ૦ દીનશાના આગમનના સંબંધમાં કરાયલી ૭ અઠવાડિયાંની ઢીલની કરુણતા તો જરાય તળતી જ નથી.

---

અને વૈદની સારવારનો સવાલ કર્નલ ભંડારી સમક્ષ મારા પુત્ર તરફથી આ છાવણીમાં જ ગયા ડીસેંબર માસમાં જ ઉચ્ચારવામાં આવ્યો હતો. આ વાતનો ઉલ્લેખ મારી સમક્ષ કર્નલ ભંડારી તરફથી કરવામાં આવ્યો હતો. મારા પુત્રની ઇચ્છા સંતોષવાની સરકારની ફરજને લગતો મારો અભિપ્રાય કર્નલ ભંડારી સમક્ષ વ્યક્ત કરવામાં આવ્યો હતો.

મારા પુત્રની માગણી હજુ તો એરણ પર હતી દરમી-આન, કસ્તુરબાના પોતાના તરફથી જ વૈદને લગતી માગણી, ભારપૂર્વક, કરવામાં આવી હતી. કર્નલ ભંડારી અને કર્નલ શાહ સમક્ષ આ માગણી ઘણીવાર કરવામાં આવી હતી. પણ આ માગણી સંભળાઈ નહિ.

છેવટે, નિરાશાથી ઘેરાઈને, ૨૭ મી જાન્યુઆરી ૧૯૪૪ના રોજ હિંદ સરકાર પરના મારા પત્રનું મેં આલેખન કર્યું.

ચોક્કસ વૈદના ખ્યાલને લગતી પૂછપરછ, સરકાર વતીથી, કર્નલ ભંડારી તરફથી ૩૧ મી જાન્યુઆરીના રોજ કરવામાં આવી હતી એ દિવસ મારો મૌનવાર હતો. એટલે કરાયલી પૂછપરછનો જવાબ મેં લખીને જ આપ્યો હતો.

આનો જવાબ આવ્યો નહિ. દર્દીની તબિયત વધુ બગડી. એટલે ૩ જી ફેબ્રુઆરીના રોજ સરકાર તરફ મેં એક વધુ પત્ર રવાના કર્યો.

આના જવાબમાં ૧૧ મી ફેબ્રુઆરીના રોજ એક સ્થાનિક વૈદનું આગમન થયું અને તા૰ ૧૨ મીના રોજ વૈદરાજ શર્માની સારવાર કસ્તૂરબા પામી શક્યા.

અને વડી ધારાસભામા બોલાયલી, કસ્તુરબાને અપાયલી કેળવણી નર્સને લગતી વાત પણ જરા ય સાચી નથી કનુ ગાધીની હાજરી પણ મહા મુશ્કેલીઓ પછીથી જ મેળવાઈ હતી

આ તો માત્ર હકીકતોનો જ ઉલ્લેખ થયો આ હકીકતો પર શાતિથી વિચાર કરવાની હુ આપને વિનતિ કરૂ છુ

આવા વિચારને પરિણામે આપને ખાત્રી થશે કે, કસ્તુરબાની સારવારના સબધમા બનતુ બધુ ય' તો કરવામા આવ્યુ જ નથી અને તેમની સારવારને લગતી મારી 'ઇચ્છાઓ' પણ પાળવામા આવી જ નથી

અને શ્રી બટલરનો દાવો પણ ન્યાયી નથી શ્રી બટલરે તો કહ્યુ છે કે, કસ્તુરબાની સારવાર માત્ર તેમની તહેનાતમા રહેલી વ્યકિતઓ તરફથી કરવામા આવી નથી, તેમના કુટુબની ઇચ્છાઓ પણ પાળવામાં આવી હતી '

પણ મુબઈ સરકારનુ નિવેદન તો એમ કહે છે કે, સરકારી તબીબોએ માનેલી આવશ્યકતા પર્યંત બહારની તબીબી સહાય મજૂર કરવાની સરકારની ઇચ્છા નથી તો પછી, શ્રી બટલરના દાવા સામેનો મુબઈ સરકારના આ કથનનો વિરોધાભાસ આપને લાગતો નથી ?

કસ્તુરબાની મુકિતના સબધમા સરકાર સમક્ષ મારા પુત્ર સાથેની તેની એક ખાનગી વાતનો અહેવાલ આવ્યો હતો પણ બહારની કોઇ પણ વ્યકિત સાથે કોઈ પણ કેદી 'ખાનગી' વાત તો શી રીતે જ કરે ? અને છતાં ય, આવી કોઈ થયેલી વાતની

ખાત્રી પછીથી સરકાર દ્વારા થનારા એવી વાતના કોઇ પણ ઉપ-યોગનો મને વાંધો નથી.

ગમે તેમ પણ, મુક્તિના સારાનરસાપણાની વાત મારા પર છોડીને મુક્તિની દરખાસ્ત સરકાર જો હાજર કરત તો સરકારનું એ પગલું જરૂર વધુ નિર્દોષ બનત.

અંતિમક્રિયાની ગોઠવણીની વાત તો ઇન્સ્પેક્ટર જનરલને મેં લખાવેલા મુદ્દાઓ દ્વારા જ ખુલ્લી પડી છે. આશ્ચર્યની વાત છે કે મારી દરખાસ્તો વચ્ચેની મારી કોઇ ખાસ પસંદગીના અભાવની વાત, સરકારની તપાસ દરમીઆન જણાવવામાં આવી હતી. આ વાત જરાય સાચી નથી.

પસંદગીનો આધાર જો મારા પર હતો તો સ્મશાનની પુનિત ધરતી છોડીને આ કારાગારના ચોગાનમાં મારી પત્નીની દહનક્રિયા હું શા સારૂ કરૂં?

મારી આવી અંગત વાતોને લગતો સરકાર સાથેનો આ પત્રવ્યવહાર મારે જરાય સુખપ્રદ નથી.

પણ મારી સાઠ વર્ષની વફાદાર જીવનસંગાથિનીની પવિત્ર સ્મૃતિને ખાતર આ વાતો મારે આજ કરવી પડે છે.

અને શ્રી. કસ્તુરબા જેવા સંજોગોથી વેગળા પડેલા કેદીઓની આવા પ્રસંગોએ થતી દશાનો ખ્યાલ તો સરકાર પોતે જ કરે.

આપનો,
મો. ક. ગાંધી

પત્ર અઢારમો

ઉપરના પત્રમાં ગાંધીજીએ સરકાર પરના ડૉ૦ ગિલ્ડરના પત્રનો ઉલ્લેખ કર્યો છે. એ પત્ર આ છે :

સાહેબ,

મહાત્મા ગાંધી પરના આપના તા૦ ૨૧ મી માર્ચના પત્રમાંનો એક ઉલ્લેખ એમ કહે છે કે :

'શ્રી કસ્તુરબાએ માગેલી ડૉ૦ દીનશા મહેતાની સારવારની વાત સરકારના જાણવામાં ૨૮ મી જાન્યુઆરીના રોજ આવી હતી.. ડૉ૦ દીનશા મહેતાને વહેલા બોલાવવાની વાત સરકાર તરફથી વિચારવામાં આવી નહિ કારણ કે, એવી સહાય કર્નલ ભંડારી અને ડૉ ગિલ્ડર તરફથી અનાવશ્યક માનવામાં આવી હતી. પણ સરકારી તબીબે ફેરવેલા વિચાર સાથે ડૉ. દીનશાને લગતી વાત, તુરતાતુરત, મંજૂર કરવામા આવી હતી.'

સાચે જ, કર્નલ ભંડારી સાથે જોડાયલું મારું નામ તો એક ભૂલ જ થઇ છે !

કસ્તુરબાના સરકારી તબીબો તો હતા, કર્નલ ભંડારી અને કર્નલ શાહ મારા પૂરતી વાત તો ગયા ડિસેમ્બર માસમાં જ કરવામા આવી હતી

કર્નલ ભંડારીની રજા દરમીઆન એક સાંજે આવેલા કર્નલે અડવાણી સમક્ષ શ્રી. કસ્તુરબા તરફથી ડૉ. દીનશા મહેતાને બોલાવવાની વાત ધરવામાં આવી હતી

કર્નલ અડવાણીએ મારો અભિપ્રાય પૂછ્યો હતો. મારી સાથી ડૉ. સુશિલા, કસ્તુરબા પોતે અને ગાંધીજી સાથે વાત ચર્ચીને બીજે દિવસે અભિપ્રાય આપવાનો જવાબ મેં આપ્યો હતો.

બીજે દિવસે સવારે કર્નલ અડવાણી ફરી આવ્યા હતા. એ વેળાએ મે મારો નિશ્ચિત અભિપ્રાય આપ્યો હતો કે, ડૉ. દીનશાની માગવાગ્દ્યાગ કસ્તુરબાને ખૂબ રાહત મળનારી હતી.

પણ આખો જાન્યુઆરી વીતી ગયો. અને આ માગણીનો કશો પણ જવાબ આવ્યો નહિ, એટલે ૩૧ મી જાન્યુઆરીના રોજ મે અને ડૉ. સુશિલા નાયરે એક મૃદુ સ્મૃતિપત્રનું આલેખન કર્યું.

આ પત્રમા અમે ડૉ. બિધન રોયની સલાહ લેવાની મગત્રડ પણ માગી હતી. પણ આ માગણીનો કશો પણ જવાબ આપવામા આવ્યો નહિ. આને લગતી અપાયલી મૌખિક યાદોનું પરિણામ પણ કોઈ પ્રકટયું જ નહિ.

અને કસ્તુરબાને અપાયલી કેળવણી નર્સના કરાયલા ઉલ્લેખ પ્રત્યે પણ આપનુ ધ્યાન દોર્યું જ ગયું છે.

આ છાવણીમા કોઇ પણ કેળવાયલી નર્સ તો આવી જ નથી.

શ્રી. જયપ્રકાશ નારાયણનાં પત્ની અને શ્રી. કનુ ગાંધીના આગમન પૂર્વે દીવાનાઓના દવાખાનામાંથી એક 'બદલીની આશા ને અહિં' મોકલવામા આવી હતી. પણ એક અઠવાડિયા-

માં જ તે થાકી ગઈ છૂટા થવાની વાત કરીને તે સુપ્રીન્ટેન્ડેન્ટ સમક્ષ ઊભી રહી

આપનો,
એમ ડી ગિલ્ડર

પત્ર ઓગણીસમો

અટકાયતી છાવણી,
૨૭ એપ્રિલ, ૧૯૪૪

પ્યારા કર્નલ ભંડારી

૩૧ મી માર્ચ ૧૯૪૪ ના હિંદ સરકારના મારા પરના પત્રમાં આ પ્રકારનો ઉલ્લેખ થયો છે

'ડૉ દીનશા મહેતાની શ્રી કસ્તુરબા ગાંધીએ માગેલી સારવારની પહેલી વાત સરકારને ૨૮ મી જાન્યુઆરીના રોજ જણાવવામાં આવી હતી

'ડૉ દીનશાને પહેલા બોલાવાયા નહિ કારણ કે કર્નલ ભંડારી અને ડૉ ગીલ્ડરના અભિપ્રાય અનુસાર ડૉ દીનશાની સારવાર ખાસ કારગત બનવાનો સંભવ ઓછો હતો પણ સરકારી તબીબોએ ફેરવેલા પોતાના આ અભિપ્રાય પછીથી, ડૉ દીનશાને, તુરતાતુરત બોલાવવામાં આવ્યા હતા

'અમે એમ સમજ્યા હતા કે અંતિમ ક્રિયાને લગતી ગોઠવણ તમારી સૂચના અનુસાર કરવામાં આવી હતી આને લગતી

સરકારની તપાસ દરમીઆન સરકારને જણાવવામાં આવ્યું હતું કે, તમારા પત્રના મુદ્દાઓ પરત્વેનો તમારી પસંદગીનો સવાલ તો રહેલો જ નથી.'

પણ સરકારી પત્રમાં દર્શાવાયલો અભિપ્રાય ડૉ. ગીલ્ડરે પ્રદર્શિત કર્યાનું સ્મરણ તેમને આવતું નથી. અને પુનિત સ્મશાનભૂમિ અને આ કારાગારના મેદાનને લગતી પસંદગી પરત્વેની ઉપેક્ષા તો મેં જરાય દાખવી જ નથી.

આ દોષો પર આપ પ્રકાશ પાડશો તો આભારી બનીશ.

આપનો,
મો. ક. ગાંધી



પત્ર વીસમો

આટકાયતી છાવણી,
૨ જી એપ્રિલ, ૧૯૪૪

હિંદ સરકારના
વધારાના મંત્રી પ્રત્યે,

નવી દિલ્હી.

સાહેબ,

હિંદ સરકાર પરના મારા ગઈ કાલના પત્રના અનુસંધાનમાં આ પત્રનું હું આલેખન કરું છું.

છાવણીના અધિકારીને પત્ર સોંપી દીધા પછીથી તા. ૩૦ મી માર્ચ ૧૯૪૪ ના 'હિંદુસ્તાન ટાઇમ્સ'માંના નીચેના ચોંકાવનારા સમાચાર પર મારું ધ્યાન દોરાયું હતું.

'નવી દિલ્હી બુધવાર—વૈદરાજ પંડિત શિવપ્રસાદ શર્માની ગાંધીજી તરફથી કરવામાં આવેલી માગણીને લગતા અને એના સંબંધમાં સરકારે ભરેલાં પગલાંના સવાલના લાલા રામસરણદાસના સવાલના જવાબમાં ગૃહમંત્રી શ્રી. કોરન સ્મિથ તરફથી જણાવવામાં આવ્યું હતું કે, વૈદરાજને લગતી પહેલી ચોખ્ખી માગણી શ્રી. ગાંધી તરફથી હિંદ સરકારને ૯ મી ફેબ્રુઆરીના રોજ કરવામાં આવી હતી. ૧૦ મી ફેબ્રુઆરીના રોજ એ માગણી મંજૂર કરવામાં આવી હતી. એ પછીના એક બે દિવસ પછીથી પંડિત શર્મા કંઈ ઉતાવળે સારવાર માટે પહોંચ્યા હતા.

પણ ખરી વાત તો એ જ છે કે પંડિત શિવપ્રસાદનું નામ સૌથી પહેલું ૯ મી ફેબ્રુઆરીના રોજ નહિ પણ ૩૧ મી જાન્યુઆરીના રોજ આપવામાં આવ્યું હતું.

અને મારા ગઈ કાલના પત્રમાં ઉલેખ્યા અનુસાર આયુર્વેદિક ઉપચારને લગતી સૌથી પહેલી માગણી તો ૧૯૪૩ ના ડીસેમ્બર-માં જ કરવામાં આવી હતી.

ઉપરોક્ત ખોટાં નિવેદનને લગતો સાચો સુધારો આપના તરફથી જાહેર થશે?

આપનો,
મો. ક. ગાંધી

પત્ર એકવીસમો

નવી દિલ્હી,
તા. ૩૦ મી, માર્ચ, ૧૯૪૪.

હિંદ સરકારના
વધારાના મંત્રી તરફથી,

નવી દિલ્હી.

શ્રી. મો. ક. ગાંધી પ્રત્યે,

સાહેબ,

૨૦ મી માર્ચના તમારા પત્રના જવાબમાં તમને જણાવવાની સૂચના થઈ છે કે, શ્રી. જયપ્રકાશ નારાયણના પત્ની અને કનુ ગાંધીને લગતી તમારી વિનંતિની વાત હિંદ સરકારે ૨૨ મી ડીસેમ્બરના રોજ જાણી હતી.

શ્રી. જયપ્રકાશના પત્ની બિહાર સરકારના કબજામાં હતાં એટલે તેમને પૂના ફેરવવાને લગતી બિહાર સરકારની મસલતની વાત હિંદ સરકારે, તેજ દિવસે, બિહાર સરકાર પાસેથી, તાર દ્વારા, જાણવા માગી હતી.

દરમીઆન તા. ૨૩ મી ડીસેંબરના રોજ મુંબઈ સરકારને જણાવવામાં આવ્યું હતું કે, જો વધુ સારવારની જ આવશ્યકતા હતી તો સૌથી સારો ઉપાય તો કોઈ ધંધાદારી નર્સને જ રાખવાનો હતો.

૨૪મી ડીસેમ્બરે શ્રી જયપ્રકાશના પત્નીને પૂના ફેરવવાની તત્પરતાને લગતો બિહાર સરકારનો જવાબ આવ્યો હતો તેજ દિવસે મુંબઈ સરકારને જણાવવામાં આવ્યું હતું કે ધંધાદારી નર્સને લગતી ગોઠવણમાં જો વાંધો હોય તો શ્રી જયપ્રકાશના પત્નીને પૂના ફેરવવાની ગોઠવણ બિહાર સરકાર સાથે તે સીધીજ કરે

૩૦ જાન્યુઆરીના રોજ મુંબઈ સરકાર તરફથી હિંદ સરકારને જણાવવામાં આવ્યું હતું કે ધંધાદારી નર્સે પોતાની નોકરી છોડી હતી અને શ્રી જયપ્રકાશ નારાયણના પત્નીની ફેરબદલીને લગતી તજવીજ ચાલતી હતી

તે પછીથી સમાચાર આવ્યા હતા કે કસ્તુરબા ગાંધી આગાખાન મહેલમાં અવારનવાર આવતા હતા. કસ્તુરબા ગાંધીને મહેલમાં રહેવા દેવાને લગતી નવી વિનંતિ હિંદ સરકારના હાથમાં તા ૨૭ મી જાન્યુઆરીના રોજ આવી હતી હિંદ સરકાર તરફથી આ રજા તા ૨૯ મી જાન્યુઆરીના રોજ આપવામાં આવી હતી પણ, તે પહેલા તો, મુંબઈ સરકારે પોતેજ, આવી પરવાનગી આપી હતી

એટલે, સરકાર માને છે કે, વડી ધારાસભામાં અપાયેલ જવાબ મૂળમાં સાચો હતો

તમારા અથવા તો મુંબઈ સરકારના પત્ર વ્યવહારમાંથી જે વાત સરકારે અગાઉ જાણી નહોતી એ વાત સરકારને પાછળથી માલૂમ પડી છે કે કેળવાયલી નર્સને બદલે આયાની માગણી તો તમારા પત્નીના પોતાના તરફથીજ કરવામાં આવી હતી આ માગણી મંજૂર રાખવામાં આવી હતી

આ વાત પ્રસિદ્ધ કરવાની જરૂર સરકાર જોતી હતી

તમારો,

આર ટોટનહામ.

પત્ર બાવીસમો

અટકાયતી છાવણી,
૧૩ મી એપ્રિલ ૧૯૪૪.

હિંદ સરકારના
વધારાના મંત્રી પ્રત્યે,
નવી દિલ્હી.

સાહેબ,

આપનો તા. ૩૦ મી માર્ચનો પત્ર મને તા. ૬ ઠ્ઠી એપ્રિલે મળ્યો છે.

એ પત્ર સાબિત કરે છે કે, ખરી પરિસ્થિતિને લગતું હિંદ સરકારનું અજ્ઞાન અતિ ગાઢું હતું.

સરકાર તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે, 'અમુક સમય પર્યંત કેળવાયલી નર્સ આપવામાં આવી હતી.'

મારાં પત્નીની માગણી આયાને લગતી હતી એ વાત સાથે સરકારે જાહેર કરેલી વાતને કોઇ સંબંધ નથી.

ખરી વાત તો એજ છે કે કેળવાયલી નર્સ આપવામાં આવી નથી. એટલે ધારાસભામાં કરાયલા ખોટા કથનને લગતી ચોખવટ તો કરવી જ રહે છે.

૧લી એપ્રિલ ૧૯૪૪ના મારા પત્રમાંની બીજી વાતોને લગતો સંતોષકારક જવાબ સરકાર તરફથી હજુ આપવામા આવ્યો નથી.

આપનો,
મો. ક. ગાંધી.

પત્ર ત્રેવીસમો

સ્વદેશ ખાતું,
નવી દિલ્હી.
તા. ૨૯મી એપ્રિલ, ૧૯૪૪.

હિંદ સરકારના
વધારાના મંત્રી તરફથી,
નવી દિલ્હી.
મો. ક. ગાંધી પ્રત્યે,
અટકાયતી છાવણી, પુના.

સાહેબ,

હિંદ સરકારના હાથમાં તમારા તા. ૧લી, ૨૭ અને ૧૩મી એપ્રિલના પત્રો આવી ગયા છે. એ પત્રો વાંચીને સરકારને ખેદ થયો છે.

સરકાર માને છે કે, તમે કરેલી ફરિયાદો કોઇ નિષ્પક્ષ ન્યાયાધીશ માને નહિ.

તમારી દરેક વિનંતિઓના સંબંધમાં યોગ્ય તેટલું બધું ય કરી છૂટવાની સરકારની તત્પરતાની યોગ્ય નોંધ લેવાની આશા તમારી પાસેથી તમારી આજની શોકગ્રસ્ત દશામાં રાખવાની વાત સરકારને અશકય જણાય છે.

એટલે તમારી સાથેનો પત્ર વ્યવહાર વધુ ચલાવવાનો ઉપયોગ તો હવે ઓછો જ હશે.

તમારો,
આર. ટોટનહામ,
હિંદ સરકારના વધારાના મંત્રી.

પત્ર ચોવીસમો

અટકાયતી છાવણી,
૬ ઠ્ઠી મે, ૧૯૪૪ સવારના ૭-૪૫

મુંબઈ સરકારના મંત્રી પ્રત્યે,
સ્વદેશ ખાતું, મુંબઈ.

સાહેબ,

કારાવાસોના ઈન્સ્પેકટર જનરલ સમાચાર આપે છે કે, આજે આઠ વાગે આ છાવણીમાંની અમારી અટકાયતીઓની મંડળીને મુકત કરવામા આવનાર છે.

એ પ્રસંગે એક વાત આપને લેખિતવાર જણાવી દેવાની ઇચ્છા મારાથી રોકાતી નથી. અહિંના ચોગાનના જે ભાગ પર સ્વ. મહાદેવ દેસાઇ અને મારી પત્નીના મૃતદેહોને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો એ ભાગ આડે અમે એક નાનકડી વાડ રચી છે. અગ્નિદાહને કારણે આ ધરતી પવિત્ર બની છે. રોજ સવાર સાંજ અમે ત્યાં પ્રાર્થનાઓ કરી છે ને ફૂલો ધર્યાં છે.

આશા રાખું છું કે આ ધરતી સરકાર મેળવી લેશે અને નામદાર આગાખાનની જમીન પરથી આ ધરતી પર જવાનો અધિકાર સગાઓને અને મિત્રોને પ્રાપ્ત થશે.

સરકારની મંજૂરીની શરતે આ જગ્યાની સાચવણીને લગતો અને પ્રાર્થનાને લગતો પ્રબંધ હું ખુશીથી કરીશ.

આશા રાખું છું કે ઘટતાં પગલાંઓ સરકાર જરૂર ભરશે.
મારું સરનામું સેવાગ્રામ, ( વર્ધા થઇને ) રહેશે.

આપનો,
મો. ક. ગાંધી